"બીજે પક્ષે, કલાધરની પોતાની જે ભૂલ થાય છે—ખાસ કરીને વિપ્લવકારી કલાધરની—તે, ગુણજ્ઞાતાની અને ગ્રહણશક્તિની જે ઓછપ સામાન્ય લોકોમાં હોય છે તે માટે તેમની સ્હામે થવામાં રહેલી છે. એકવાર લ્હેણે એમ કહ્યું કે, કલવિધાયકનો ધર્મ તો પોતાના આત્માનો યથેચ્છ આવિર્ભાવ ( self-expression ) થવા દેવો એ છે, અને તેના આવિર્ભાવનું સાધન લ્હેણે પોતે જ પસંદ કરવું જોઈએ તથા લ્હેના કાર્યમાં લોકોથી વચ્ચે પડાય નહિ—તો પછી તેવો આત્મઆવિર્ભાવ કોઈ નવી અને 'જુની' લાગે એવી રીતે થવા દીધા પછી લ્હેણે એવી આશા રાખવી કે લોકો લ્હેની કૃતિને તરત જ સમજી જાય અને લ્હેની પૂરી કદર કરી શકે, એ છેક જ અઘટતું છે. તેવા કલાકારને એકાદ બે સાચા પ્રકાશકો મળી જાય તો લ્હેનું સદ્ભાગ્ય; પણ લ્હેને સમજવાનો ઢોંગ ઘાલનારાની, લ્હેને સાતમે આસમાને ચ્હડાવનારાની અને લ્હેના નકલીઆઓની એક આખી ટોળી જ જો ઊભી થાય તો તો તે બિચારાનું દુર્ભાગ્ય.

"ઓછે વત્તે અંશે બધા ય કલાવિધાયક આત્માઓને એકલતા અને અમિત્રતા સોસવી પડે છે; સહુ યે પ્રતિભાવાન પુરુષોએ—ચિત્રકારે, કવિએ, સંગીતકારે અને કલ્પનાત્મક સાહિત્યના સ્રષ્ટાએ,—એક બાજુથી શિક્ષારૂપ અને બીજી બાજુથી પારિતોષિકરૂપ એવી આ સ્થિતિ ભોગવવી પડે છે."

લેખ સમાપ્ત કરતાં મિ. રોલેંડ કેટલીક ઉપયોગી સલાહ આપે છે: કલાકારે પોતાની ભાવનાઓને ખંડિત થવા દેવી નહિ, અને જનસમુદાયનો આદર પામવાને અધીરા થવું નહિ. વળી, લોભવૃત્તિ છોડીને આદર્શસિદ્ધિના પુણ્યકાર્યમાં મચ્યા રહેવું; અને ઉદરનિર્વાહ માટે સરકારનો કે પ્રજાનો આશ્રય ન મળે તો દરેક કલાકારે એકેક હાથનો હુન્નર (craft) શીખીને ભરણપોષણ કરવું. કમાવાની ચિંતા આમ ઓછી થતાં તે નિરાંતે પોતાનું કાર્ય આગળ ચલાવી શકશે અને શ્રદ્ધાબળથી પોતાના ઉચ્ચ મનોરથો પૂરી શકશે.—ગમે તે થાય તો પણ કલાવિધાયકે ઉતરતા પ્રકારની લોકરુચિ પોષીને તો ધનપ્રાપ્તિ ન જ કરવી જોઈએ. તેમ કરવું તે વ્હેપાર નથી, વ્હેપારવેડા (commercialism) છે; અને વ્હેપારવેડા કલા માટે પ્રાણઘાતક છે.

### ૩. અરવિન્દબાબુનાં ત્રણ ગાંડપણ.

બાબુ અરવિન્દ ઘોષના ત્રણ પત્રો ભાષાન્તર રૂપે એપ્રિલના "બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક" માં પ્રસિદ્ધ થયા છે. ત્રણે પત્રો તેમનાં પત્ની શ્રી. મૃણાલિની પર આજથી પંદર વર્ષ પર લખાયા હતા; તેમાંનો પ્હેલો પત્ર સૌથી વધુ ઉપયોગી છે. પોતાના સ્વભાવનું વર્ણન કરતાં અરવિન્દ બાબુ કહે છે, "તમારૂં ભાગ્ય જેના ભાગ્ય જોડે વિધિએ જોડ્યું છે તે ઘણો તરેહવાર માણસ છે." અધ્યાત્મવિદ્યા તરફના પોતાના વલણમાં તે 'તરેહવારપણું' સમાયલું છે એમ તેઓ આગળ સમજાવે છે. તેવી વૃત્તિને, જેને સામાન્ય લોકો 'ગાંડપણ' ગણે, લ્હેને પોષવામાં અને ઉત્તેજવામાં એક હિન્દુપત્નીના પુરાણા ધર્માનુસાર શ્રી. મૃણાલિનીએ પતિને સર્વ પ્રકારની સહાય કરવી અને ક્ષુદ્ર લોકાપવાદની અવગણના કરવી એવો બોધ દીધા પછી અરવિન્દબાબુ આ પ્રમાણે પોતાનાં ગાંડપણ ત્રણ પ્રકારે વર્ણવે છે—

"મ્હારાં ગાંડપણનાં ત્રણ પ્રકાર છે. પ્હેલું—મ્હારી દૃઢ શ્રદ્ધા છે કે પરમેશ્વરે જે ગુણ, જે પ્રતિભા, જે ઉચ્ચશિક્ષણ, જે વિદ્યા, ને જે ધન મ્હને આપ્યું છે તે બધું પરમેશ્વરનું છે. એટલે કુટુંબના પોષણ સારૂ જોઈએ ને જેટલું આવશ્યક હોય તેટલું જ મ્હારે મ્હારા ખર્ચ માટે. મ્હને

ખંડને અળગો કરવો પડશે,—માનવ કવિતાનો માત્ર અલ્પાલ્પ અંશ કાલિદાસ કે શેલીમાં છે તે સમજવું પડશે. ચેતનની અને ચારુતાની અખંડ મૂર્તિઓ સમાં બાલકોમાં, નારીહૃદયમાં અને નિસર્ગસૌન્દર્યમાં તે કવિતાઓ, કલ્પનાઓ, સાચાં માનવજીવનો ને જગદુદ્ધારનાં મંત્રો જડશે.

સમર્યાદ સ્વતંત્રતા અને સ્વાતંત્ર્યની મર્યાદા આ પ્રમાણે જળવાય તો મનુષ્યજન્મનું પરમ લક્ષ્ય,—પ્રભુનાં દર્શન નહિ પણ પ્રભુત્વનાં સંવેદન—સર્વને માટે સુગમ અને સરલ થાય. તો પછી નિત્યજીવન આપમેળે સુન્દર બને; વ્યવહારમાં વધારે મનુષ્યતા આવે ને અસુરતા ઓછી થાય; ઉપરિઓમાં સમભાવ પ્રગટે ને અધીનોમાં સ્વેચ્છાજન્ય અધીનતા આવે; ચીંથરા જેવી સમાજવ્યવસ્થાઓમાં ચૈતન્ય જાગે; અને 'પ્રગતિ' નામથી ભડકવાની કળાના ઉપાસકો ઓછા થાય; સ્ત્રી બાળકોની ગણના 'જીવતી માલમતા' તરીકે થતી અટકે અને તેમનાં માનગૌરવ સંરક્ષાય;—તો પછી જે ખાડામાં સ્વાર્થી પત્રકારો નાંખે તેમાં પડતાં પહેલાં આપણે વિચારીએ; તો પછી, જેમને 'લોકનાયકો' કહીએ છીએ અને જેમાંના ઘણાખરાને 'લોકવંચકો' કહેવાથી વધારે સાચું બોલી શકાશે, તેમને આપણા આત્મા નહિ વેચી દઇએ; તો પછી ઓટોક્રસીઓની વિરુદ્ધ બોલતાં સૌજન્યસંસ્કારિતાના આદર્શોને વધારે માન અપાશે; અને જગતભરની બ્યુરોક્રસિઓ અને ઑટોક્રસિઓ પણ પોતાનાં ખરાં કર્તવ્યકર્મ જાણશે અને નિર્લજ્જ જોહુકમીઓ અટકતાં, ફ્રેંચ કે રશિઅન રેવોલ્યુશન જેવા મહાવિપ્લવો અને યુરોપીઅન વૉર જેવાં મહાયુદ્ધો ખરેખર જ 'ભૂતકાળની બાબતો' બનશે.



| | |
|---|---|
| ખોરાક પચાવવાની દવા | „ ૧ |
| ખરજવાં તથા ખસ ચાંદાની દવા | „ ૧ |
| પ્રમેહની દવા | „ ૧ |
| ચોથીઆ, એકાંતરીઆ, રોજીઆ વગેરે દરેક જાતના તાવની દવા | „ ૨ |
| જૂના મરડા—ચૂંક તથા સંગ્રહણીની દવા | „ ૨ |
| ક્ષયરોગની દવા | „ ૫ |
| હિસ્ટીરીઆ તથા આંકડીની દવા | „ ૫ |
| ઋડદીઆ વાની દવા | „ ૫ |
| [illegible]ની દવા | „ ૨ |
| [illegible]ખવાની દવા | „ ૫ |
| કલેજાના રોગની દવા | „ ૫ |
| એટકાવ લાવવાની દવા | „ ૫ |
| રક્તપિત્ત તથા વિસ્ફોટકના ચાંદા તથા ઘાઓ ઉપરનો અકસીર મલમ | „ ૫ |
| આંખનું અંજન તથા મોતીનો સુરમો | „ ૨ |
| બચ્ચાંને તથા મોટાંને આમણ ઉતરતું હોય તેની દવા | „ ૨ |
| કરમની દવા | „ ૧ |
| છાતીમાંથી પડતું લોહી બંધ કરવાની દવા | „ ૨ |
| વાળાની દવા | „ ૨ |
| બાલામૃત | „ ૧ |
| બેરા કાન સારા કરવાની દવા | „ ૫ |
| ચરબ ઉતારવાનો લેપ | „ ૧ |
| ફટાકીઆની ઉપરસની દવા | „ ૫ |
| આધાશીશીની દવા | „ ૨ |
| મધુપ્રમેહની દવા | „ ૫ |
| બચ્ચાંની માનું દૂધ વધારવાની દવા | „ ૧ |
| બચ્ચાંના માથામાં ખોડો તથા જુ હોય તેની દવા | „ ૧ |

| | |
|---|---|
| હાથે પગે રસ ઉતર્યો હોય તેની દવા | „ ૨ |
| કંઠમાળ તથા ગંડમાળની દવા | „ ૨ |
| રક્તપિત્ત તથા વિસ્ફોટકમાં લોહી સુધારવાની દવા | „ ૧ |
| ફેફરાંની દવા | „ ૧ |
| રેચની ગોળી | „ ૧ |
| દીવાના માણસને સારાં કરવાની ગાંડપણની ગોળી | „ ૫ |
| પાહાનો મલમ અને પાહાની ગોળી | „ ૫ |
| ઉપરસની દવા | „ ૨ |
| નવા બાલ લાવવાની દવા | „ ૨ |
| બાલ વધારવાનું સુગંધી તેલ | „ ૨ |
| દાઝ્યાની દવા | „ ૨ |
| શુદ્ધ વનસ્પતિનું પેનકપૂર | „ ૨ |
| સાપ વિંછુ ભમરા ઉંદર વિગેરેના ડંખનો ઇલાજ | „ ૨ |
| વાનું તેલ | „ ૨ |
| ખસ ખુજલીનો મલમ | „ ૧ |
| દરાજનો મલમ | „ ૧ |
| બાલ કાઢવાની દવા | „ ૧ |
| બચ્ચાંની વાવળીની દવા | „ ૧ |
| લોહીવાની દવા | „ ૧ |
| બરોળની દવા | |
| ચાંદી તથા ટાંકીનો મલમ | „ ૧ |
| ધાંટું બેસી ગયું હોય તેની દવા | „ ૧ |
| હાથે પગે વળના ગંધાતા પરસેવાની દવા | „ ૨ |
| પ્લેગના તાવની દવા અને ગાંઠ પર મારવાની પટ્ટી | „ ૫ |
| હરસનાં મસાની દવા | „ ૫ |
| ભગંદરની દવા | „ ૫ |

ઉપરની બધી દવાઓ વેચવા માટે હમે કોઇને એજન્ટ નીમ્યા નથી. દવાઓ ફક્ત હમે ખુદ તબીઅત તપાસી આપશું, અથવા હમારા એજન્ટ મી. નાનાભાઈ નટવરલાલ જેઓ હમારા દવાખાનામાંજ બેસે છે, તેમનીજ પાસે મળશે.

ફક્ત રવિવારે દાક્તર યુ. એલ. દેસાઈની મુલાકાત ઉપલે શીરનામે સુરતમાં થશે



## —સાહિત્યની ફૂલવાડીમાં—

### કવિતા અને ત્હેનું શિક્ષણ.

એકવાર નવરાશની વેળા મારા એ મિત્ર ને સહકારી સાથે વિવિધ વિષયપર વાતચિત થતાં થતાં અમે કવિતાપર ઉતર્યા તો અમને એકે કાળે ભાસ્યું કે મળ આપણાં મન રસીલ કારથી રંગીન ને શોભિત છતાં હાલ કેવળ અર્થબુદ્ધિનાં કારણથી, કવિતા તે શું, તેની અસર કેવી, એની સત્તા કેટલી, પ્રેમમાં તેમજ નીતિભક્તિવિરાગમાં એ કેવે જૂદે જૂદે રૂપે મ્હાલે છે ને શૌર્યમાં કેવી ઘૂમે છે, પ્રવૃત્તિ નિવૃત્તિ અન્યો એણે કેવા પોતાના ખાશ વિષય કરી લીધા છે. ચડતીનો અંકેશ ને પડતીનો આધાર બની જૂદા જૂદા મરોડમાં પણ એકજ નિશાને સ્થાપી ઉત્સાહવાળી એ કેવી રાજે છે; બાળ-યૌવન-વૃદ્ધ, સૌનાંજ મનને એ કવી રમાડનારી છે, સૃષ્ટિસૌન્દર્ય અને સંસારમાં વિધવિધના ફેરફારો યુક્તિથી દાખવી આખર બ્રહ્મની લીલામાં મનને લીન કરવે એ કેવી નિપુણ છે—ટુંકાણમાં સર્વદા સર્વત્ર મનુષ્યનાં સ્વભાવ કર્મ ઉપર એ કેટલી સત્તા ધરાવે છે, અને પ્રથમ નીતિથી આપણું મનને અંકુરિત કરી એના વિધવિધ રંગનરંગમાં ઝીલવાથી કેવી રહેજત ને કેટલો લાભ છે—એ વિષે થોડાજ હાલ વિચાર કરતા હશે. હમણાં વળી કોઈ કોઈ વિદ્વાનની વાણી સુધારસ સીંચાવાથી એવા વીચારોની સુરી જડમાંની કેટલીક પાછી અંકુરિત થઈ પાંગરતી કહીં કહીં જોવામાં આવે છે; તો પણ કેવળ અર્થબુદ્ધિથી જડતા પામેલાં મનને ઉપર દર્શાવેલા વિષય ને વિલાસ તરફ તેનું વળણ કરવાને કંઈક વિશેષ પ્રયાસની જરૂર છે. વિવિધવિષયપર લોકમાં કવિતા વંચાય-સંભળાય છે, ને શાળાઓમાં શિખાય-શિખવાય છે ખરી, પણ તે ઘણી લુક્ખી રીતે—તેમાં પણ અર્થતાત્પર્યનેજ પ્રાધાન્ય અપાય છે. માત્ર શબ્દાર્થ શિખ્યા એટલે કવિતા શિખવાનો હેતુ પરેપૂરો પાર પડ્યો એમ મનાય છે. કવિતા શિખવામાં શબ્દાર્થની સાથે વ્યુત્પત્તિ ને સમાસ, સ્પષ્ટાર્થ ને ગૂઢાર્થ, અર્થની ચમત્કૃતિ ને રચનામાં ચાતુરી, રસ ને અલંકાર—વગેરે ઘણું ઘણું શિખવા-શિખવવાનું છે.

(હરિકૃષ્ણ ભટ્ટનું "કાવ્યનિમજ્જન"ની પ્રસ્તાવના.)

# જીવનપન્થે પ્રકાશ.

બીજા વૃદ્ધોની માફક હું યુવાનો ભણી તિરસ્કારદૃષ્ટિથી જોતો નથી; તેમ જ, ભૂતકાળમાં મ્હેં અનુભવેલી ભીતિઓના ભારથી હું યુવાનોની ભવિષ્ય પરત્વેની આશાઓને દાબી દેતો નથી. હું તેમને આ પ્રમાણે કહી શકું છું: નિર્ભય રહો; વસ્તુની સત્યાસત્યતા વિષે પ્રશ્ન કરો, નવનવા પ્રયોગો અજમાવી જુઓ, અને એ રીતે વિવેકબુદ્ધિ વાપરતાં શીખો. સત્ય વિષે સંપૂર્ણ જ્ઞાન મેળવવાને ખુદ સત્યને પણ તોડી નાંખવું પડે તો બેલાશક તેમ કરો—અન્તે તમે પોતે ત્હેને વશ થાઓ ત્યાં લગી અડગ અને શુદ્ધ હૃદયથી ત્હેની સ્હામે ઝૂઝો: ગમે તે કરો પણ પ્રગતિ કરતા જાઓ.

—રવીન્દ્રનાથ.

ભૂલ એ તો મનુષ્યત્વનું પુણ્યદ્વાર છે, અને એ દ્વારમાંથી જ પસાર થઇને દેવત્વ તરફ જવાય છે.

—ખબરદાર.

જેટલા અણગમાથી આપણે શિખામણો ભણી જોઇએ છીએ તેટલા અણગમાથી આપણે બીજા કશા તરફ જોતા નથી. શિખામણ આપનાર આપણી સમજશક્તિને અપમાન કરતો હોય અને આપણી ગણના બચ્ચાંઓ અને જડભરતો ભેગી કરતો હોય તેમ આપણને થાય છે.

—એડિસન.

પડે નહિ જે પૃથ્વી સૂએ, કને નહિ તે કો શું ખુએ;<br>
ટાઢું ઉનું ન્હોય આકાશ, પાણીમાં નહિ માખણ છાશ,<br>
બ્રહ્મજ્ઞાન એવું છે અખા, જ્યાં નહિ સ્વામી, સેવક, સખા.

—અખો.

પ્રત્યેક સત્યની સમક્ષ બાળકની માફક શિષ્યભાવે બેસો; આગળથી બાંધી મૂકેલા એકેએક ખ્યાલને જરૂર પડયે છોડી દેવાને તત્પર થાઓ; કુદરત જ્યાં દોરે ત્યાં નમ્રતાથી જાઓ–તે સ્થાન અતલ ગર્ત જેવું જણાય તોપણ: આમ જો નહિ કરો તો તમે કાંઈ જ શીખી શકશો નહિ.

—હક્સલિ.

સારી બુદ્ધિ, સ્વભાવથી જ તત્ત્વપક્ષપાતિની હોય છે બુદ્ધિ ઉપર રાગદ્વેષનો પટો ન પડયા હોય વા દૂર થયા હોય તે સત્સમાગમના સંસ્કારે શુદ્ધ થઈ હોય ત્યારે તે બુદ્ધિ શુદ્ધ સત્ય તત્ત્વને પ્રત્યક્ષ કરી શકે છે.

—મનઃસુખરામ.

સાહિત્યવિવેચનનું પરમ અને પ્રધાન લક્ષ્ય, લેખનકળાના સિદ્ધાંતો સ્થાપવા એ છે; બીજાનાં લખાણો વિષે મત દર્શાવવાના નિયમો ઘડવા અને પૂરા પાડવા એ તો ત્હેનું ગૌણ કર્તવ્ય છે.

—કોલરિજ.

रसो वै ब्रह्म।

# ચેતન



## શૌર્યનાં સ્મરણ.

હું જ કેસરી એક વને હો ! હું જ કેસરી એક;
એ અભિમાન અનેક, વીરા ! મુકટ હશે અનેક,—
અરે હો ! અગ્નિ હશે અનેક,
મરે હો ! કે મારે એકેક !
ભલા હો ! ગણો ભારત એક !
કરો વીર જયો જયો જી !
સિંહતણા સંતાન, તમે હો ! સિંહતણા સંતાન !

જય શૂરા સામંત, ધસો હો ! જય શૂરા સામંત
હિંમતે મરદા મદદ ખુદા કે ચિન્તા ન ધરો ચંત !
અરે હો ! ચિંતા શાની ચંત,
અરે હો ! નિમિષ નહીં છે અંત.
ધસો હો ! ગાના ફાગ વસંત !
કરો વીર જયો જયો જી !
સિંહતણા સંતાન તમે હો ! સિંહતણા સંતાન !

—ખબરદાર.

પ્રકાશક.
ભટ્ટ લાલભાઇ ઉમરવાડિયા.
ચેતન કાર્યાલય, ગોપીપુરા સુરત.

તંત્રીઓ:
ભટ્ટ લાલભાઈ ઉમરવાડિયા.
વિજયરાય કલ્યાણરાય વૈદ્ય.

વાર્ષિક લવાજમ
સહાયક વર્ગ રૂ. ૧૦. (અથવા વધારે)
વર્ગ બીજો: રૂ. ૪. (પોસ્ટેજ જુદું).
છુટક નકલના આઠ આના.

# લેખોનો અનુક્રમ.

વર્ષ ૧ લું.] સપ્ટેમ્બર ૧૯૨૦ [અંક ૪ થો.

# ચેતન.

## ત્યાં મઢુલી મારી હજો !

કો ઝરણાંને ઘાટ, ગિરિની રમ્ય તળેટીએ,
અણદીઠી વનવાટ, ત્યાં મઢુલી મારી હજો !

કોયલ મીઠે બોલ, ગજવે કુદરતને બધી,
કોઈ કળાયલ મોર, નાચે આંગણ જ્યાં વળી.

શુક મેનાનાં વૃન્દ, કબૂતરો ભોળાં ભલાં,
કિલકિલાટ આનન્દ, કરતા સાંજ સવાર જ્યાં.

કો નાજુક મૃગબાળ, ખાતું તૃણ લીલાં રમે,
કરાવતું અજવાળ, ખસે ન ખોળેથી જગ.

ગોવાળોનાં બાળ, છેટે ધણ ચારી રહે,
બંસીધર ગોપાળ, સમ બંસી છેડે વળી.

ફળફૂલનો આહાર, વિહાર વનપુષ્પો વડે.
ચેતનનો સંચાર, હરેક જડજન્તુ મહિં,

દિલની છૂપી વાત, મિત્રોપ્રદ જગ અને,
મલયાનિલ સંગાથ, ખંતે બેસી જ્યાં ધની.

વ્યક્તિ જ્યાંહિ સમાય, સમષ્ટિના તાદાત્મ્યમાં,
મૂંગો રાસ રમાય, ત્યાં મઢુલી મારી હજો !

—ગિરીશ.



# "સ્મરણ."

બાલસૂર્ય સમો
મ્હારે એક મિત્ર હતો.
માતરિશ્વના સ્વર્ગીયગાનથી સુંદર,
કૃષ્ણની મોરલીથીયે મધુરતર,
તે કર્ણમાં હૃદયગમ સ્વર ભરતો.

પ્રેમના અવિરત સ્ફટિક શું
નિર્મળ ઝરણાથી
મ્હારા હૃદયતરુને પોષતો.

સ્વાર્થપંકને દૂર કરી,
ચન્દ્રિકાના અમૃતસર શું
રસ સિંચનથી હૃદયને
પ્રક્ષાલતો ને લાવણ્યથી ભરતો.
શિવનિર્માલ્યને શિરસાવંદ્ય,
અણુને ગિરિ કરી જાણતો
તે આનંદે ફરતો:
'પ્રભુની પ્રભુતાનું' ભાન કરાવતો.

ને કહેતો
"ગુલાબમાં મૃદુતા છે–સૌંદર્ય છે."
તે હું માનતો ને અનુભવતો.

ફૂલની પાંખડીઓ તો હવે
બાણો સમી ખૂંચે છે.
જગતની સચેતન ને જડ વસ્તુઓ
અપ્રિય લાગે છે.

ત્હેના શ્વાસોચ્છ્વાસથી
મ્હારો પ્રાણ–આત્મા ફરકતો,
ત્હેનાં નયન નાચે
તેમ મ્હારૂં હૃદય નાચતું.
ત્હેના બોલે બોલે પીયૂષ ઝરતું
હું તે પીતો
ને હૃદયતૃષા છીપવતો.

* * * * *

વિધિને તે ન ગમ્યું:
કૃતાન્ત પણ કારમો થયો.
તે સ્વર્ગે સંચર્યો—
મ્હારૂં ચિત્ત ચોરી ચાલતો થયો.

* * * * *

હૃદયેશ! હૃદયારામ!
સ્નેહભૂમિના
સાત્વિક ઉલ્લાસ કરતાં જે
દિવ્યદેશ ત્હેને મનોરમ લાગ્યો?
ભલે!
મ્હારૂં અરણ્ય રૂદન,
ત્હારા શ્રવે વિરમતા બનતા નથી;
મ્હારાં હૃદય અશ્રુ,
ત્હોઈ આંતર પ્રગટતા નથી;
એ તો સ્નેહ-જ્યોત્સ્નાને
સનાતન રાખવા માટે છે.

દેવ શરણે ત્હને સુખ હોય તો ભલે !
ત્હારા સુખે હું સુખી હતો
છું અને રહીશ.
આદિત્યના પ્રખર આતપ જેવું
ત્હારૂં આત્મબળ !
જગતના અન્ય જીવોમાં
તેહમાંનું કિરણ માત્ર શોધતાં યે
નિરાશાની ગહન ગર્તામાં ગગડું છું.

અનન્ત મનમંદિર
આસન કરવા,
ત્હારા જેવી આદર્શરૂપ
ને અંતર્ભવ મૂર્તિ
ત્રિભુવનમાં દુર્લભ છે,
પ્રકૃતની પિછાણ કરતા
સૌંદર્યની સ્મરણ મૂર્તિને
યોગસ્થાને યોગ્ય વસ્તુ સમજું છું.
ત્હારો દિવ્ય આદેશ
એ ત્હારું સ્મરણ ચિન્હ;
તેહની પૂજા,
એ મ્હારી જીવન આરાધના,
ત્હારો સંતોષ એજ મ્હારી મહાકાંક્ષા.

કોલેજ છાત્રાલય, ગિરીનગર. — રમણિક ર. મ્હેતા.



## રાધા.

અનુવાદક: એક બ્હેન.

**અનુષ્ટુપ.**

મટુકી મસ્તકે ધારી, ગઇ'તી ગણી સાથ હું,
મહી વેચવાને કાજે, મેળામાં મથુરા તણા.

**વસંતતિલિકા.**

'લ્યો મીઠડું દહીં લ્યો, દહીં લ્યો દહીં લ્યો,'
ધાર્યું હતું કહીશ એમ પરન્તુ વ્હાલા !
તારી સ્મૃતિ ક્ષણ ન એક ભૂલી શકી મેં,
'ગોવિંદ, કા'ન ઘનશ્યામ' કહી દીધું મેં.

**અનુષ્ટુપ.**

સુણીને શબ્દ મારા આ, સહુ લોકો હસી પડ્યા,
ધીમાં ધીમાં સરિતાનાં, વ્હેતાં'તાં જળ મીઠડાં.

શિખરિણી.

લઈ બેડાં મારાં ગઇ હતી યમુના તીર પરે,
'મધુરી લ્હેરોમાં' સખી સહુ કહે 'ચાલ રમીએ;
ખીલતાં પુષ્પોને ચૂંટી લઈ ગીતો ગાઈ ફરીએ,
ધરી વસ્ત્રો પીળાં, ચલ સખી ઋતુરાજ રસરીએ.'

ઉપજાતિ.

વ્હાલા! પરન્તુ ઉર આ મહારૂં,
તારાં ગીતોના રસથી ભર્યું'તું;
વહી દીધું મેં સહુ ભાન ભૂલી,
'ગોવિંદ, ગોવિંદ, બજાવ બંસી.'

અનુષ્ટુપ.

ખડખડાટ હસી દે ને, દોડી સર્વ સખી ગઈ,
બંસી નાદ સૂણ્યો મેં ત્યાં, યમુના જળ માંહ્ય થી!

માલિની.

અનુપમ લઇ ભેટો મંદિરે હું ગઇ'તી,
ઝળહળી રહી'તી ત્યાં જ્યોત દીપોત્સવીની;
"પ્રભુ! અમ કરી રક્ષા કષ્ટ દેજે નિવારી,"
નમન કરી હું એવું યાચવા ચાહતી'તી.
પણ પ્રિયતમ, વ્હાલા! ભક્તિ તારા પ્રતિની,
મમ ઉર મહીંથી કેવી પ્રકાશી રહી'તી;
પ્રભુ સમીપ ઉભી હું ને વદી આમ વ્હાલા:—
'પ્રિય, મમ ઘનશ્યામા, કાન ગોપાળ વ્હાલા!'

મંદાક્રાંતા.

'ઘેલી રાધા શરમહીન છે' એમ મુખે વદતાં,
નેત્રે નેત્રો મમ મુખ ભણી રોષથી ટીકતાં'તાં;
ધીરી ધીરી વહતી યમુના ગાન ગાતી હતી ત્યાં,
કાળાં એનાં નીર પણ અહો! દિવ્ય તેજે ભર્યા'તાં!*

* શ્રીમતી સરોજિની નાયડુના 'Radha, the milk-maid' નામના કાવ્ય પરથી.



# પ્રજાતત્વ અને ગુજરાતી પ્રજાનાં લક્ષણો.

મનુષ્ય મનુષ્ય તરીકે સર્વ સ્થાને સરખો છે. જે ભેદ નજરે પડે છે તે વિકાસની ઉચ્ચ નીચ ભૂમિકાઓને લઈને છે. પરંતુ વિકાસ જે આંતર સ્ફુરણો ઉપર આધાર રાખે છે તે સર્વકાળમાં અને સર્વ સ્થળે પ્રત્યેક મનુષ્યમાં સમાન જ હોય છે. આ આંતર સ્ફુરણોની સમાનતા એજ જનસમાજની મ્હોટામાં મ્હોટી આશા છે. સંસ્કૃતિમાં આગળ વધવાનું અતિ અભિમાન ધારણ કરતી પ્રજાઓના ગર્વને ગાળી નાંખવાને આ સત્ય પૂરતું છે. સંસ્કૃતિના પ્રથમ પગથિયામાં અટવાતી પ્રજાઓની દીનતા અને નિરાશા મટાડવા માટે આ એક જ આશ્વાસન છે. સમાજ-સેવાના પ્રયત્નો આ સમાનતાને લઈને જ નિરર્થક નથી. Universal Brotherhood-**वसुधैव कुटुंबकम्** ની ભાવના આ માન્યતા ઉપરજ બંધાયલી છે. પશ્ચિમની પ્રજાઓ સ્વર્ગ પ્રાપ્ત કરશે, અને આફ્રીકાના હબસીઓ ધૂળમાં રગદોળાયલા રહેશે એમ જો કોઈ માનતું હોય તો તેના સરખી બીજી એક પણ મ્હોટી ભુલ નથી. એક મનુષ્ય બીજા મનુષ્ય ઉપર સામ્રાજ્ય કરવાને જન્મ્યો નથી, પરંતુ તેની સાથે સહકાર્યમાં જોડાવાને જન્મેલો છે; કારણ જે માટીથી કદરૂપો મનાતો હબસી ઘડાયલો છે, તેજ માટીનો ઉપયોગ કોઈ કાસ્મીરી સુંદરીના ઘડતરમાં અથવા ગૌરવર્ણને સ્વામિત્વના ચિન્હ તરીકે મનાતા અને મનાવતા કોઈ દમામદાર, ઈંગ્લિશ અધિકારીના ઘડતરમાં થયલો છે. જે આજે હયાત રોક ફેલર કે ગૌલ્ડ ચાઈલ્ડમાં વહી રહ્યું છે તેજ આજે હયાતનો પ્રવાહ દુષ્કાળપીડિત હિંદી ખેડુતમાં અથવા ભર રસ્તામાં નીચું મુખ રાખી ટટકા સહન કરતા કોઈ પંજાબીની નાડીમાં વહી રહ્યો છે. વળી સુપ્રજનન (Eugenics) શાસ્ત્ર આપણને ઝીણી ઝીણી-સૂચનાઓ આપ્યા કરે છે કે ચીનાનું ચીબું નાક, હબસીનો જાડો હોઠ, અને રેડઈંડીઅનની રતાશ મટાડી શકાય એમ છે. કારણ કે વિકાસનાં આધારભૂત તત્વોનો ઈજારો નથી, અને એમાં જ મનુષ્યજીવનનો ઈશ્વરી અંશ રહેલો છે.

વિકાસ જે સ્ફુરણો ઉપર આધાર રાખે છે તેમનું અંતિમ પૃથક્કરણ કરતાં આપણે બે સ્વભાવસિદ્ધ સ્ફુરણો આગળ અટકવું પડે છે. એક ક્ષુધા અને બીજી પ્રજોત્પત્તિની વાસના. સંસ્કૃતિનાં સઘળાં પડની નીચે આ બે સ્ફુરણો જ કાર્ય કરતાં જણાઈ આવશે. સંસ્કૃતિનાં તે બીજરૂપ છે, અને એજ બીજ વિકાસ પામી ન ઓળખાય એવે સ્વરૂપે નવપલ્લવતા ધારણ કરી જગતમાં ફેલાય છે. એજ બીજના પાયા ઉપર સુધારાની ઈમારત રચાઈ છે. આ સત્ય સ્વીકારવામાં આપણે શરમાવાની લેશપણ જરૂર નથી. જીવન એ સનાતન છે, જીવન એ અમર છે, અને તેનું

સાતત્ય પ્રજાની ઉત્પત્તિ પરંપરામાંજ રહેલું છે. જગતપ્રપંચની ઉત્પત્તિના કારણ તરીકે આપણાં શાસ્ત્ર કહે છે કે પરબ્રહ્મમાં એક સંકલ્પ ઉદ્ભવ્યો કે **एकोऽहम् बहुस्याम्** હું એક અનેક થાઉં. જીવનના અગમ્ય વિષયનું આથી વિશેષ સ્પષ્ટીકરણ ભાગ્યેજ થઈ શકે. આ પરબ્રહ્મ પરમજીવને પોતાનું અમરત્વ, પોતાનું અખંડત્વ અને પોતાનું સાતત્ય સિદ્ધ કરવાને, અથવા તે સ્ફુટ કરવાને પ્રજોત્પત્તિના સ્ફુરણનોજ આશ્રય લીધો છે. એટલે જીવનની ઉત્પત્તિ અને તેનું રક્ષણ તથાં પોષણ એ તત્વોજ આપણી સર્વ ક્રિયાના સૂત્રરૂપ હોય એમ જણાય છે.

આ જીવનનો આવિર્ભાવ મનુષ્યયોનીમાં સહુથી વધારે સ્ફુટ થયો છે. તેના કારણોમાં ઉતરવાનો આ સમય નથી. મનુષ્ય દ્વારા સ્ફોટન પામતું જીવનતત્વ વધારે અને વધારે વિશુદ્ધ બનવાનો, વધારે અને વધારે વિકાસ પામવાનો પ્રયત્ન કરે છે, અને તેમાં તે સફળ પણ થાય છે. બાહ્ય સૃષ્ટિ અને આંતરસૃષ્ટિ પરસ્પર એવી રીતે સંકળાયલી છે કે એકની અસર બીજા ઉપર અવશ્ય થાય છેજ. દુર્બળ શરીરમાં રહેલું જીવન વિકાસ પામવાનો યત્ન તો કરે જ છે, પરંતુ અનુભવો પ્રાપ્ત કરવાના સાધનરૂપ શરીરની ખામીને લઈને તેના પ્રયત્નો જોઈએ તેવો વિકાસ પ્રાપ્ત કરી શકતા નથી. અને જે ક્ષણે એ શરીર વિકાસપ્રાપ્તિને માટે તદ્દન અયોગ્ય થઈ પડે છે તે ક્ષણે જીવનતત્વ તેનો આશ્રય છોડી દે છે, જેને આપણે મરણ કહીએ છીએ. કોઈ ગૂઢયોજનાને લઈને દેહી અને દેહ એક બીજાના ઉપકારી છે. મનુષ્યને આપણે દેહથી મર્યાદિત થએલો આત્મા કહીશું તો ચાલી શકશે. દેહ એ મર્યાદા તો છેજ. પરંતુ એ મર્યાદા તેની સર્વોત્તમ ઉન્નતિના સાધન રૂપ થઈ પડેલી છે. જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોનો બનેલો દેહ તેને વિવિધ અનુભવો પ્રાપ્ત કરાવી, વિવિધ અનુભવોની પાછળ રહેલાં, સત્, ચિત અને આનંદનો તેને સાક્ષાત્કાર કરાવી પરમ-સૌન્દર્ય, પરમ જ્ઞાન અને અમરત્વની પ્રાપ્તિ કરાવે છે. આવા અતિ મહત્વના દેહની અવગણના કરનારી ફીલસુફી અધુરીજ માનવી જોઇએ.

આત્માને દેહદ્વારા મળતા અનુભવો વિવિધ પ્રકારે પ્રાપ્ત થાય છે. સ્થૂળ અને સૂક્ષ્મસૃષ્ટિની વિવિધ અસરો જુદા જુદા મનુષ્યો ઉપર જુદી જુદી રીતે થાય છે. જાનવરોની કોટિ પસાર કરી માનવકોટિમાં દાખલ થએલા પ્રાથમિકમનુષ્યને મેઘની ગર્જના સાંભળતાં, વિજળીનો ચમકારો નિહાળતાં ભય અને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે, અને તે દ્વારા કોઇ અગમ્ય સત્તાનો ઝાંખો ખ્યાલ આવતાં ધાર્મિકભાવનાનાં બીજ રોપાય છે. વાઘ કે સિંહની પાછળ પડી પત્થરના અનઘડ હથિઆરો વડે તેમનો શિકાર કરી પોતાની ઝુંપડી તરફ પાછા ફરતા મનુષ્યજાતિના કોઈ પૂર્વજને સાહજીક અભિમાન પેદા થાય છે, અને પોતે કરેલા પરાક્રમનો ખ્યાલ પોતાને તથા અન્યને આવે એ અર્થે વાઘની ચામડી તે ઓઢી લે છે અને તેનું પ્રદર્શન કરે છે. શૃંગારની કલ્પનાનાં બીજ આ રીતે રોપાય છે. શત્રુ ઉપર વિજય મળવાથી, અથવા અચાનક કોઇ લાભ મળવાથી પ્રાથમિકજીવન ગાળતા મનુષ્ય આનંદમાં આવી જાય છે, સામાન્ય વાતચીતની તેની ભાષામાં કોઇ વિચિત્ર પ્રકારનો હેલન આવી જાય છે. નૃત્ય સંગીતનું આ પ્રથમ પગથિયું. ઉંચા પર્વતો ચઢી થાકી ગએલા, કે દુર્ગમ જંગલોમાંથી માર્ગ ખોળતાં નિરાશ થએલા આપણા કોઇ પૂર્વજને ખિલખિલ શબ્દ કરતું, સુંદર મીઠું ઝરણું પ્રાપ્ત થતાં તે જંગલી ફળોનો આહાર કરી, કંચન સરખા નિર્મળ પાણીનો આસ્વાદ લઇ ઝરણને કિનારે શરીરને લંબાવી પડે છે, અને ઝરણની પાસે બેસતાં સુંદર પક્ષીઓનો, આકાશમાં દોડતી રંગબેરંગી વાદળીઓનો વિચાર કરતો તે નિરાંતમાં થાય છે, અને તે અવસ્થામાં

પરીઓનાં અને દેવદૂતોનાં સ્વપ્નો જુએ છે, દૂધ અને સાકરના સમુદ્રો અનુભવે છે, સુવર્ણ અને હીરાના પર્વતો તેની નજરે પડે છે, અને પરમ આનંદ અનુભવતા તેના મનમાં ઉત્પન્ન થયે સ્વર્ગની કલ્પનાઓ ઉદ્ભવી આવે છે. આપણી દેવકથાઓના ગર્ભભાગમાં આવા પ્રકારનીજ ક્રિયાઓ કારણ તરીકે રહેલી આપણને જણાઇ આવશે.

આ પ્રમાણે વિવિધ અનુભવો પ્રાપ્ત કરી વિકાસને પામતો જતો મનુષ્ય વિકાસની અમુક ભૂમિકાને પ્રાપ્ત કરે છે. વ્યક્તિમાંથી સમૂહો બંધાય છે. સંસ્કૃતિની સામાન્ય ભૂમિકાને રહેના વિવિધ સમૂહો ભેગા થાય છે, અને આ પ્રમાણે ધીમે ધીમે પ્રજાઓ ઉત્પન્ન થાય છે. પ્રજાઓ રાજકીય ભાવનાની સામ્યતાથી પરસ્પર ગુંથાઇ જતા તેમાંથી રાષ્ટ્ર ઉત્પન્ન થાય છે.

કેટલાક રાજકીય તત્ત્વચિંતકો રાષ્ટ્રને માટે બે વસ્તુઓ આવશ્યક ગણે છે. એક તો સંસ્કૃતિની સમાનતા અને બીજી ભાષાની સમાનતા. તેમાં પણ સંસ્કૃતિનું તત્ત્વ પ્રધાનપદ ભોગવે છે, અને ભાષા ગૌણ સ્થાને છે, છતાં બન્ને આવશ્યક છે એમ ધારવામાં આવે છે. આ વાત મ્હોટે ભાગે સ્વીકારવા સરખી છે.

હિંદુસ્થાન સરખા વિશાળ દેશમાં રાષ્ટ્રીયત્વ છે કે નહિ તે વિષે વિચાર કરતાં હિંદુસ્થાનના હૃદય ધડકારાની યથાર્થ ચિકિત્સા ન કરી શકતા પરદેશીઓ ભૂલ ખાય તો તેમાં આશ્ચર્ય જેવું નથી. આપણે પોતે પણ ભૂલ કરીએ. છતાં નજરે અવલોકન કરનારને જણાઈ આવશે કે હિંદુસંસ્કૃતિના એકજ પ્રકારના પ્રવાહો સમગ્ર હિંદુસ્થાનની નીચે વહી રહ્યા છે. હિંદુજીવનમાં જણાતી ભિન્નતા કરતાં તેમાં જણાતું સરખાપણું વધારે ધ્યાન ખેંચે છે. કાશ્મીરથી કન્યાકુમારી સુધી બ્રાહ્મણ ક્ષત્રિયાદિની વર્ણવ્યવસ્થા નજીવા ફેરફારો સાથે એક સરખીજ નજરે પડે છે. એનાં એજ વેદ અને પુરાણો, એના એજ મહાભારત અને રામાયણ સમગ્ર હિંદુસ્થાનની ભાવનાઓ અને કલ્પનાઓ રચે છે. તત્ત્વજ્ઞાનમાં રસ લેનાર મહારાષ્ટ્રી હોય કે બંગાળી હોય પરંતુ તેણે એના એજ ષડ્દર્શનો ઉકેલવા જોઇએ. કાવ્ય નાટકનો શોખીન ગુજરાતી હોય કે ઉત્તર હિંદુસ્થાનનો હોય, તોપણ તેણે એના એજ પંચ મહાકાવ્યો અને એનાં એજ છંદાલંકારનાં પુસ્તકો જોવા પડશે. આપણા સાહિત્યનાં મૂળ ઝરણો એકજ છે. આપણા તત્ત્વજ્ઞાનની રેખાઓ સરખીજ દોરાયલી છે. આપણા આદર્શોમાં રામકૃષ્ણ રમ્યા કરે છે. શંકરાચાર્યના સ્થાપેલા ચારે મઠ પરસ્પરથી સેંકડો ગાઉને છેટે આવેલા છે, છતાં મઠની ધાર્મિક સત્તા નીચે આવેલા પ્રદેશોની માન્યતા અદ્વૈતવાદથીજ ઘડાયલી છે. બંગાળામાં ચૈતન્યના અનુયાયીઓ, ગુજરાત અને હિંદુસ્થાનના વલ્લભી સંપ્રદાયવાળા લોકો અને દક્ષિણ હિંદુસ્થાનના વીર વૈષ્ણવો ભાવનાની બાબતમાં પરસ્પરથી જરા જુદા નથી. ગંગાતટ ઉપર વિશ્રામ કરનાર કાવેરીનું સ્નાન કરવાની ઇચ્છા રાખે છે; વિંધ્યવાસીની દેવીનો ઉપાસક હિમાલય ઉપરના જ્વાલાદેવીનાં દર્શનમાટે આતુરતા રાખે છે, અને જગન્નાથજીની યાત્રાએ ગયેલો મનુષ્ય તેથી સંતોષ ન પામતા દ્વારિકાનાં દર્શનનો મોહ ધરાવે છે.

આ પ્રમાણે સંસ્કૃતિની એકતાએ હિંદુઓને તો પરસ્પર સાંકળી લીધા છે, પરંતુ કોઈ કહેશે કે મુસલમાનોનું શું ? મુસલમાનોનીસંખ્યા ન ગણકારવા સરખી નથી. આજકાલ હિંદુ અને મુસલમાનોની ભિન્નતાનો પ્રશ્ન બહુ આગળ આણવામાં આવે છે, અને હિંદુસ્થાનને રાષ્ટ્રનું

નામ આપવામાં આવતાં હિંદુ મુસલમાન વચ્ચેની સંસ્કારભિન્નતા તરફ વારંવાર આંગળી ચીંધાડવામાં આવે છે. આ વિષયનું વધારે વિવેચન અત્રે શક્ય નથી, માત્ર એટલુંજ કહેવું બસ થશે કે એ પ્રશ્નનો જવાબ ધારવામાં આવે છે એટલો મુશ્કેલ નથી. ઍંગ્લો સૅક્સન અને નૉર્મન પ્રજાઓના સંબંધો જેટલા જૂના છે તેટલાજ જૂના હિંદુ મુસલમાન લોકોના સંબંધ છે. હજારેક વર્ષના ગાળામાં ઇંગ્રેજ પ્રજાઓનાં વિઘાતક તત્ત્વો સજાતીય બની જઇ તેમાંથી એક મહારાષ્ટ્ર ઉત્પન્ન કરી શક્યાં, તો હજાર વર્ષના હિંદુ મુસલમાનોના સંબંધ ચાલ્યા આવે છે છતાં તે સંબંધમાં વિરોધીજ રહ્યા છે અને પરસ્પર સંવાદનાં તત્ત્વો નિર્મૂળ થઇ ગયાં છે એમ માનવું એ મનુષ્યસ્વભાવ અને ઇતિહાસનું અજ્ઞાન જ સૂચવે છે. આપણી ભાષા તપાસો અને જુઓ કે મુસલમાની શબ્દો કેટલા તેમાં જડી આવે છે? આપણી રાજસંસ્થાઓના અભ્યાસ કરો અને જુઓ કે મુસલમાનોનાં સંબંધે તેમાં કેટકેટલાં ફેરફારો કર્યા છે? આપણો પહેરવેશ, આપણા રીતરિવાજો અને આપણા વિચારો એ મુસલમાનો પાસેથી ઘણું ગ્રહણ કરેલું છે, અને હજાર વર્ષના ગાઢા સંબંધ પછી હિંદુ અને મુસલમાન વચ્ચે સ્નેહની લાગણી ઉત્પન્ન થઇ નથી એમ કહેવું એ જાણીબુઝીને ભૂલ કરવા જેવું છે. અકબરનું નામ સાંભળી પ્રત્યેક હિંદુના હૃદયમાં માન ઉત્પન્ન થાય છે; તાજમેહેલનો વિચાર કરતાં દરેક હિંદુના હૃદયમાં ગર્વની લાગણી ઉભરાઇ આવે છે; તાનસેનનું નામ હિંદુસંગીતના આચાર્યોમાં અગ્રસ્થાને છે.

વળી હિંદુસ્થાનના મુસલમાનોનો મોટો ભાગ હિંદુ રૂધિરમાંથી ઉત્પન્ન થયેલો છે એ વાત ભૂલવી ન જોઇએ. ધાર્મિક વિરૂદ્ધતા છતાં લોહીનું આકર્ષણ ચાલ્યું જતું નથી. માત્ર ગુજરાતનોજ દાખલો લઇએ તો અહીંના વહોરા, ખોજા, મેમણ, મોલેસલામ વગેરે વર્ગ હિંદુઓનાજ વંશજો છે, અને માત્ર ધાર્મિક માન્યતા સિવાય તેમનામાં હિંદુઓ સામે કશો પણ વિરોધ નથી. હિંદુ સંસ્કૃતિની જાણીતી ઉદારતાએ મુસલીમ સંસ્કૃતિના અનેક શુભ અંશોને આવકાર આપ્યો છે અને તેમને પોતાનામાં ભેળવી દીધા છે.

રાષ્ટ્રના બીજા લક્ષણ તરીકે ગણાતી ભાષાનો પ્રશ્ન પણ ઘણો સુગમ છે. દક્ષિણ હિંદુસ્થાનની દ્રાવિડી-ભાષાઓ બાદ કરતાં હિંદુસ્થાનની અન્ય સર્વ ભાષાઓ સંસ્કૃતમાંથી ઉતરી આવેલી છે. શુદ્ધ સંસ્કૃત, વાતનીતમાં અપભ્રંશ થતી ગઇ, અને આ વિશાળ અપભ્રંશમાંથી જુદા જુદા પ્રાંતોએ પોતાને અનુકૂળ એવી વિવિધ પ્રાકૃત બોલીઓ ખીલાવી. એ પ્રાકૃત ભાષાઓજ વિકાર પામતી પામતી હાલની હિંદુસ્થાની, મરાઠી, બંગાળી, ગુજરાતી, મારવાડી પંજાબી વિગેરે ભાષાઓમાં પરિણામ પામી. આ સઘળી ભાષાઓ પરસ્પરથી ઘણી દૂર નથી; અને જેઓ શિષ્ટ સાહિત્યના અભ્યાસકો છે તેમણે આશ્ચર્ય સહ એટલું તો નોંધ્યુંજ હશે કે શિષ્ટ બંગાળી, શિષ્ટ મરાઠી કે શિષ્ટ ગુજરાતી ઘણે અંશે મળતી આવે છે. તેમના વર્તુલોનો મોટો ભાગ સર્વસામાન્ય શબ્દ બને છે, અને એક ભાષાનું જ્ઞાન ધરાવનારને બીજી ભાષા સમજવી બહુ દુર્ગમ નથી.

અત્યાર સુધીનાં વિવેચન ઉપરથી કદાચ એમ લાગશે કે આ સઘળું વિષયાંતર છે. પરંતુ વિષયાંતરનો દોષ વહોરી લઇને પણ આ સ્થળે એ જણાવવું આવશ્યક છે કે ગુજરાતી પ્રજાનાં લક્ષણો વિષે અત્રે કાંઇક કહેવાનું છતાં લેખક હિંદુસ્થાનની રાષ્ટ્રીયતામાં માને છે. એથી પણ આગળ વધીને સમગ્ર જગતની એકતામાં-સમગ્ર જનસમાજની બંધુભાવનામાં-તે દૃઢ વિશ્વાસ

ધરાવે છે. જગતનો યથાર્થ વિકાસ એજ માર્ગે છે. એ માર્ગમાંથી આપણે જેટલે અંશે ચ્યવમાન થયા છીએ, તેટલે અંશે આપણે દુઃખ સહન કર્યું છે, અને ભ્રાતૃભાવનો જ્યાં સુધી તન મન અને ધનથી સ્વીકાર નહિ કરીએ ત્યાં સુધી આપણે સહન કરવાનુંજ રહેશે. સ્વાર્થ શબ્દની વ્યાખ્યામાં આપણે ઘણો ફેરફાર કરવો પડશે અને તેના અર્થ પરીધને વિસ્તારી તેમાં સમગ્ર માનવજાતને આપણે લાવવી પડશે. વ્યક્તિઓની મહત્તા જેમ અન્યને મોટા બનાવવામાં છે તેમ રાષ્ટ્રોનો અને પ્રજાઓનો યથાર્થ મહિમા અન્ય પ્રજાઓને પોતાના સરખીજ મહિમાવાન બનાવવામાં રહેલો છે. અને આમ કરવામા કોઇના ઉપર કોઈ ઉપકાર કરે છે એમ માનવાનું લેશપણ કારણ નથી. આમા જબરો સ્વાર્થ સમાયલો છે. જગતના સર્વ મનુષ્યો સ્વર્ગ સરખી ઉચ્ચતાને પ્રાપ્ત કરી બેઠા હશે, પરંતુ માનવજાતમાંનો માત્ર એકજ મનુષ્ય પાર્થિવ જડતામાં રખડતો હશે તો સ્વર્ગને પ્રાપ્ત કરેલી આખી માનવજાતને ફરી નીચે ઉતરવું પડશે, અને તે મનુષ્યનો હાથ ઝાલી ધીમે ધીમે તેને પણ પોતે પ્રાપ્ત કરેલા ઉચ્ચ સ્થાને લઇ જવો પડશે. આમા બીજો રસ્તોજ નથી. મહાલયોમા વિરાજતો મનુષ્ય ઝુંપડીને હસી કહાડે એ હવે બનવું અશક્ય છે. બુદ્ધિ અને ધનથી છકી ગએલી કોઈ પ્રજા બીજી નિર્ધન અને નિર્બળ પ્રજાને ઠોકરે મારશે એ દિવસો હવે ગયા છે. મનુષ્યનું મનુષ્યત્વ સર્વ સ્થાને સ્વીકારવુંજ પડશે. અને તેનો સ્વીકાર કરવામા જેટલી વાર લાગશે તેટલું આખા જગતે સોસવું પડશે. ફ્રેન્ચ રેવોલ્યુશને જગતની આંખ એક વખત ઉઘાડી હતી. જર્મન યુદ્ધે બીજીવાર ઉઘાડી છે. તેનું શિક્ષણ જો જતું કરવામા આવશે તો કુદરત આથી પણ વધારે ભયંકર રીતે શિક્ષણ આપી જગતને યથાર્થ માર્ગ ઉપર લાવશે. આપણે આશા રાખીશું કે યુરોપીઅન પ્રજાઓ જર્મન યુદ્ધથી સંતોષ પામશે, અહીંજ અટકશે અને વધારે ભયંકર શિક્ષણની અપેક્ષા નહિ રાખે.

સમગ્ર માનવજાતના ભ્રાતૃભાવની માન્યતા એ રાષ્ટ્રીય ભાવનાની વિરોધી નથી. અમુક પ્રજાએ દુનીઆનો કેટલો પ્રદેશ પોતાને તાબે આણ્યો, કેટલી પ્રજાને પોતાના અંકુશમાં રાખી કેર વિચાર ઇતિહાસમાંથી નીકળી જાય અને તેને સ્થાને અમુક પ્રજાએ દુનિયાના કેટલા પ્રદેશોને સુખી કર્યાં, કેટલી પ્રજાઓને પોતાના સરખી ઉચ્ચ સ્થિતિએ આણી એ દૃષ્ટિબિંદુથી પ્રજાઓના કાર્ય માપવામા આવે તો રાષ્ટ્રીયભાવના ભ્રાતૃભાવનાની સમર્થ પોષક છે, એમ આપણે કહેવુંજ જોઇએ. એજ પ્રમાણે પ્રાંતિકભાવનાનું પણ સમજવું. દેશના સમગ્ર ચૈતન્યમાં કયા પ્રાન્તે વધારે ઉમેરો કર્યો, દેશની સઘળી દોલતમાં વધારે હિસ્સો કયા પ્રાન્તે આપ્યો, અન્ય પછાત પ્રાન્તોને આગળ આણવાને કયા પ્રાન્તની પ્રજાએ પ્રયત્નો વધારે કર્યાં એ સઘળું જો જોવામાં આવે તો પ્રાંતિકભાવના અને પ્રાંતિક અભિમાન, રાષ્ટ્રીયભાવનાથી વિરુદ્ધ ન જતા તેને ઘણું બળ અને પોષણ આપશે. સુરેન્દ્રનાથ બેનરજી કે રવીન્દ્રનાથ ટાગોર માટે બંગાળાની પ્રજા અભિમાન ધરાવે તેમા કાંઈ ખોટું નથી. રાનડે કે ગોખલેનાં નામો ઉચ્ચારણ કરતાં કોઈ મહારાષ્ટ્રીય છાતી ગર્વથી ફુલાઈ જાય તો તેમાં કાંઇ વિપરીત થાય છે એમ માનવું એ ભૂલ ભરેલ છે. આ રત્નપુરૂષો સમગ્ર હિંદુસ્થાનની દોલત છે, પરંતુ એ દોલત દેશસેવાને કાજે અર્પણ કરી દેવા માટે અવશ્ય બંગાળા અને મહારાષ્ટ્રે અભિમાન ધરાવવુંજ જોઇએ. સકારણ અભિમાન એ દોષ નથી. અભિમાન દોષરૂપ ત્યારે જ બને છે કે જ્યારે તે અન્યત્ર રહેલા ગુણનું દર્શન કરવામા અસામર્થ્યવાન નીવડે અથવા અન્ય સ્થળે ગુણનો ભાસ થયા છતા તેનો તિરસ્કાર કરે.

મ તુમ્હે મનુષ્ય તરીકે જેમ અભિમાન જાળવવાનું છે તેમ તેણે એક પ્રજાજન તરીકે અને એક નગરવાસી તરીકે પણ અભિમાન રાખવાનું હોય છે. આથી ગુજરાતી પ્રજાનાં લક્ષણો વર્ણવતાં તેમની કાંઈક સ્તુતિ કે પ્રશંસા થાય તો તેને ક્ષમાદૃષ્ટિથી નિહાળવા વિનંતી છે. ગુજરાતી-પ્રજાનાં ગુણવર્ણનનો અર્થ તેવા ગુણોનો અન્ય પ્રજાઓમાં અભાવ છે એમ થતો નથી. વિવિધ-પ્રાન્તોની પ્રજાનાં ગુણદોષની માહીતી આ સમયમાં ખાસ જરૂરની છે.

(અપૂર્ણ)

**રમણલાલ વસંતલાલ દેસાઈ.**



# સાહિત્ય અને સાહિત્યકાર.

## ગુજરાતના વર્ત્તમાન સાહિત્યની એક પરમ ભાવના.

પુરુષ અને પ્રકૃતિની ભાવના સાથેજ મનુષ્ય જીવનમાં લગ્ન ભાવના અવતરી: ને દુનિયાના સાહિત્યકારોએ તેના મનગમતા વણાટ વણ્યા. પુરુષ ને પ્રકૃતિના અનાદ્યનંતતત્ત્વ સમા જ પ્રેમતત્ત્વ અને દામ્પત્યસ્નેહના અખંડ-અનંત તાર છેડાયા. અને પ્રાચીનમાં પ્રાચીન ધર્મ-પુસ્તકોમાં-વેદ અને ઉપનિષદ્‌માં ય એ રસભાવનાએ નિજ તેજસ્વિની પ્રભા પ્રકાશી. પ્રશ્નોપનિષદ્‌ની સાત પ્રજાપતિની ઐન્દ્રકેલિ આજ લગ્નોત્સવ વર્ણવી રહી.

| પ્રજાપતિ. | નામ. | યુગલતા. |
|---|---|---|
| પ્રથમ | મહદ્ કારણ. | પ્રાણ અને રયિ. |
| દ્વિતીય | મહદ્ અવકાશ. | સૂર્ય અને ચન્દ્રી. |
| તૃતીય | ,, કાળ. | ઉત્તર અને દક્ષિણ. |
| ચતુર્થ | મનુ-માસ. | શુક્લ ,, કૃષ્ણ |
| પંચમ | દેવ | દિન ,, રજની. |
| ષષ્ઠ | મનુષ્ય | પતિ ,, પત્ની |
| સપ્તમ | અન્ન | શુક્ર અને રેતસ |

સ્વીડન બોર્ગના Conjugal Love નું અધ્યયન કરનારને આ ભાવો સુસ્પષ્ટ સમજાશે. આખું ય પ્રશ્નોપનિષદ્ એક રીતે જોઈએ તો અધુના પ્રચલિત Science of Regeneration નાંજ ભાવો કહી રહે છે. અને તેમાં ય ઉદાત્તથી નીરખતાં લગ્નભાવની વિશદતાનેજ અર્થ નાખે છે.

વસન્તોત્સવે તે પછી દિશા બદલી—પરંતુ એજ સુકોમળ ભાવનાના ઉચ્ચતર ખિલાવને અર્થેજ. સૌભાગ્યચન્દ્ર ને વિલાસનું યુગ્મ; સરસ્વતીચન્દ્ર ને કુમુદસુન્દરીના આશ્લેષ માન્યા સમું જ, તેણે સંસારમા યોજ્યું: ને ગાયું કે 'દેહલગ્નની વિધવાને પ્રેમલગ્ન સમ શુચિત્વ નથી.' કેવળ વંચનાલગ્ન—કૃત્રિમલગ્નને આ પ્રમાણે તિરસ્કાર્યું એટલું જ નહિ, પરંતુ 'પ્રેમ એટલે પ્રાણની પરમ 'ચેતના' નામક વિશ્વવિશુદ્ધ ભાવ ઉમેરી તેને વધારે મંનિદ કીધું'—વધારે શિવન્ય ભણી વહતું કીધુ.

આ પછી સાહિત્યકારમાં 'ઇન્દુ' ઉગ્યો. અને તે કાન્ત લગ્નની મહાદીક્ષાનાં અણમૂલાં સત્યોની ગુજરાતે ઝાંખી કીધી:—

પતિએ પત્નીવ્રત લેવું,
ને પત્નીએ પતિવ્રત લેવું:
એવાં પરસ્પરની પુણ્ય પ્રતિજ્ઞા તે લગ્ન
મંગલતાની માર્તંડરાજ
ને સુધાભરી શશીલેખા સમી
પુણ્યસુન્દરીની બે તેજકલાઓ
અન્યોન્યને અનુનાદ ને ગૌરવે:
આત્માના ઓજસ ને શરીરનાં સૌન્દર્ય
વિરમાવે ને વિકસાવે:

અન્ધકારની ગુફાઓ અખંડ અજવાળે:
સંસારમા સ્નેહના સ્વર્ગ સરજાવે:
એકબીજાની સફળતા સધાવે:
અને કલ્યાણપંથની પ્રેરણાઓ સમાં
પરસ્પરને પ્રભુતામા પ્રેરે:
એ લગ્નવ્રતની મહાદીક્ષા.
રાજ્ય અને સંસારના પથ કરતા
એ ભાર જૂના છે જગતમા.

ઋક્, અને સામ, દ્યૌ અને પૃથિવી, મન અને વાક્ સમી 'સર્જનજૂના' પતિપત્નીની ભાવનાનો નિર્દેશ સરસ્વતીચન્દ્ર દ્વારા થયા પછી ઉપવી 'રાજ્ય ને સંસારના પથ કરતા' જૂની ભાવના ભવ્યદિવ્ય લગ્નોત્સવભર્યાં આ નાટકમા ગવાઈ. પરંતુ આટલાથીજ એ રસિક ઉલ્લાસવતી સૃષ્ટિનો સરજનહાર—ગુજરાતના પરમ આશાવાદી અને દૂરગામી કલ્પનાશક્તિથી ભરેલ કવિ—સંતોષાયો નહિ. પરંતુ આ ભાવનાને આથી પણ સવિશેષ સૂક્ષ્મત્વતા અર્પી શક્યો. 'જયા અને જયંત' દ્વારા પ્રેમમય નૈષ્ઠિક બ્રહ્મચર્યની બાંગ તેણે પૂકારી ને ગાયું કે:—

જ્યા જ્યાં આત્મા, ત્યા ત્યા શરીર
નથી એવું કોઇ બ્રહ્માંડમીમાંસાનું ન્યાયસત્ર.

'સ્નેહ એટલે દેહવાસના નહિ. પરંતુ તેનાથી પર કાંઈક નિર્મળી આત્મભાવના. સ્નેહયોગ દેહયોગમાં પરિણમવો જ જોઈએ એવી કાંઈ કુદરતી આવશ્યકતા નથી.'

" It is an ever fixed mark
That looks on Tempests, is never shaken.
Whose worth is unknown. although his height be taken,
Love is not . Time's fool... ... ...
Love alters not with his brief hours and weeks,
But bears it out even to the edge of doom.

પ્રકૃતિં પુગ' નૈવ વિકૃનાતિ ઉભાવપિ

'પરમ પ્રેમ પરબ્રહ્મ' વડે પ્રેમને 'આત્માનો વિકાસ' અને 'જીવન પ્રકાશ' સ્થાપી રા. કવિએ એ પ્રેમભીનાં પાત્રોને મુખે કહેવાડ્યું છે; "ધરાઈને જોયાં રાજમહેલોમાંનાં સુખનાં સ્વપ્નાં."

પ્રસંગ એવો છે કે એક પાસ કાશીરાજ રાજરાણીની નિમંત્રણપત્રિકાને માન આપી રાજકુંવરી જયાને પરણવા પધાર્યાં છે. જયા–પ્રેમમય નૈષ્ઠિક બ્રહ્મચારિણી જયા–એ તીર્થરાજવીને પ્રણામ કહાવી, પોતા વતી ક્ષમા મંગાવી, દેવનિવાસોમાં ઉતરી પડે છે: જયા ને જયંતનો ત્યાંહીનો સંવાદ મનોહારી છે, એટલુંજ નહિ પરંતુ આખ્યાય આ નાટકનો તંતુ–રસિક સુકોમળ તંતુ–તે આજ છે:

જયંત કહે છે: જયા! વિચારજે, વિમાસવું ન પડે.
વર્તમાન એવો વાવ
કે ભવિષ્ય સારું ઉગે.

જયા:— બોલે,–બોલે છે ગિરિઓમાં મોર,
ટેલક ટહુકા કરે;
મ્હારે અંતર ઉછળે અંકોર,
જીવન ઝોલે ચ્હડે.

જયંત:— નથી જીવનનો બોલ જયા! એ
નથી ટહુકા એ આત્મનનો;
નથી ઉરઝરણાં. એ ભ્રમરમણાં;
એ ઘોર ધ્વનિ કંઇ વનજનનો.

જયા:— બોલે–બોલે છે શિખરોમાં દેવ,
દેવીઓ હાસ્યે હસે;
મ્હારા આયુષ્યનો અવશેષ
શિખરે ને વગડે વસે.

જયંત:— નથી જગતનો મંત્ર જયા! એ,
નથી નોતરૂં એ અમરોનું,
નથી પ્રભુપ્રેરણા, એ સદ્ભ્રમણા;
એ ઇન્દ્રજાળ કંઈ અસુરોનું.

જયા:— બોલે–બોલે છે ગિરિઓમાં મોર.
ટેલક ટહુકા કરે;
મ્હારે અંતર ઉછળે અંકોર,
જીવન ઝોલે ચ્હડે.

જયા જાય છે: જયંત આશીષ દે છે, 'જા, સુખી થા સદા:' અને ઉચ્ચારે છે કે: 'પણ ફરી જાય, જયા, જયંતના જીવનમાંથી તું.' જયા જયંત પુનઃ મળે છે, ને રાજગુરુના દીક્ષા ... છે: ત્યાં જયંત જયાને કહે છે:—

પતિઓની કામઠી મથું છું ઘડવા,
ને વીણાઓ ઘડ પત્નીઓની.

"Marriage between persons of full development" અને તેમ થતાં જ અક્ષય અને અનન્ય હોઈ શકે: અને એજ દ્વારા દેશકલ્યાણની મહાભાવના સબળ થઈ રહે. અને તેથીજ જયા કહે છે.—

જયંત! ત્હારી હાકલ વાગી,
ને આજથી ફિરો જાણ્યો મેં
સુન્દરીઓના કલ્યાણનો બાણુ.

* * * *

આ મહમા કામધેનુઓ ઉછેરીશ.
એ કામધેનુઓ નરલોકને ધવરાવશે,
ને માનવીના દેવ ઉછેરશે.

સ્ત્રીકેળવણી, સૌભાગ્ય, સ્ત્રીસન્માન, ઇત્યાદિ સ્ત્રીઓના ઉદ્ધારની તેમના કલ્યાણની જ્યાં જ્યાં, જેટલી જેટલી, પ્રવૃત્તિ ને પ્રગતિ આદરાયલી જોવાય છે, ત્યાં ત્યાં, તેટલી કક્ષામાં મારી ય પ્રજાકીય સંભાવના અનેરૂ ઉત્થાન ભોગવતી દૃષ્ટિએ પડે છે. 'સુન્દરીઓના કલ્યાણનો બાણુ' ઉઠે જ રાષ્ટ્રકલ્યાણ સંભવી શકે—જગત્ કલ્યાણ હોઇ શકે—એ ભાવ અહીં ઉપરોક્ત પંક્તિઓમાં ઉચ્ચારાયો છે:

જયા કુમારીની આ ભવ્ય સ્થિતિ જોઇ તેની માતા ય ભાખે છે કે:

કુંવરી તો મ્હારી લોકમાતા થઈ!
સિંહાસનને પરણવા કરતા મઇ માડકો
—આવડે તો તો— મેં ગણ્યો સારો.

રાજરાણીને લાગે છે—ચોક્કસ રીતે અનુભવે છે કે એક સમે તેને રાજસિંહાસનનો મોહ હતો. એક સમે કાશીરાજ તેનું મૃગજલ હતો. આજ તે મોહ મૃગજલ ભાગે છે. પ્રેમની અનન્ય જ્યોતિ તેને ઉરમાંહ્ય પ્રકાશે છે. જયંતની ગમવાડી ને જયાની સીતાવાડી, તે નીરખે છે. અને પુત્રીને 'જગન્માતા'ની ઉચ્ચતમ સ્થિતિમાં પ્રકાશતી જોઇ નવીન સ્મૃતિ તેને લાધે છે અને તે કારણે તે ઉપરનાં વચન—ઉરના સ્નેહોચ્ચ અભિલાષ ઝાખતી રહે છે. શેક્સ્પીઅરે કથેલ—

Let me not to the marriage of true minds
Admit impediments એ અહીં સાર્થ થાય છે. (અપૂર્ણ.)

# વેદિક કાળનું ભારતીય યુદ્ધ

—અથવા—

# દાશરાજ્ઞ વિગ્રહ.

[ ગતાંક પૃ. ૧૦૭ થી અનુસંધાન ]

## ૧૦ દિવોદાસ અથવા સુદાસનું કુળ અથવા જાતિ.

ઋગ્વેદ (૧-૩૧-૧, ૩, ૪, ૧૬) માં અંગિરાગોત્રના ઋષિ હિરણ્યસ્તૂપે અગ્નિની સ્તુતિ કરતાં કહ્યું છે કે-'અગ્નિ પ્રથમ અંગિરાને, પછી વિવસ્વાનને, પછી મનુને, પછી પુરૂરવાને અને ત્યાર પછી યયાતિને પ્રાપ્ત થયો. ઋગ્વેદના છઠ્ઠા મંડળના દ્રષ્ટા ભરદ્વાજ ઋષિ છે; તેઓ અંગિરાગોત્રના હતા, અને તેઓએ ભરતવંશી રાજાઓનું યશોગાન કર્યું છે. (ઋ. ૬-૧૬-૪,૫.) સામવેદના પંચવિંશ બ્રાહ્મણ (૧૫-૩-૭) અને કાઠક સંહિતા (૨૧-૧૦) ઉપરથી જણાય છે કે ભરદ્વાજ ઋષિ દિવોદાસ અને તેના પુત્ર પ્રતર્દનના પુરોહિત હતા. મંડળ ૩ માં વિશ્વામિત્ર ઋષિએ અને મંડળ ૭ માં વસિષ્ઠ ઋષિએ સુદાસ રાજાનું ભરતો સાથે વર્ણન કર્યું છે; તે ઉપરથી તે ભરતકુળનો હતો, એમ નિષ્પન્ન થાય છે. મંડળ ૬ ( સૂક્ત ૧૬, મંત્ર ૧૯ ) માં ભરદ્વાજ ઋષિએ દિવોદાસના અગ્નિને ભારતાગ્નિ કહ્યો છે, તે ઉપરથી પણ ઉપરના અનુમાનને નિર્ણયકારક પુષ્ટિ મળે છે. તે સર્વનો સમાહારાર્થ એ થાય છે કેઃ—

૧ વૈવસ્વત મનુની પહેલાં સપ્તસિંધુ પ્રદેશમાં અથવા આર્યાવર્ત્તમાં પ્રથમ અંગિરાઓનું રાજ્ય હતું.

૨ ત્યાર પછી વૈવસ્વત મનુનું સામ્રાજ્ય થયું; તેના વંશમાં પુરૂરવા અને યયાતિ રાજાઓ થયા.

૩ દિવોદાસ અને સુદાસ ભરતકુલોત્પન્ન હતા. ભરતકુલના પુરોહિતપણાનું કામ અંગિરાગોત્રના ભરદ્વાજ, વિશ્વામિત્ર અને વસિષ્ઠ ઋષિઓ કરતા હતા.

તેમ છતાં 'વૈદિક ઇન્ડિઅ'નો કર્તા મેકડોનલ તેમજ જર્મન પ્રોફેસર ગેલ્ડનરની એવી માન્યતા છે કે, ભરતવંશની તૃત્સુ નામની એક શાખા હતી અને દિવોદાસ અને સુદાસ તે શાખાના વંશજો હતા.

ત્યારે બીજા હાથ તરફ ઓલ્ડન બર્ગ એમ માને છે કે તૃત્સુઓ, દિવોદાસ અને સુદાસનું પુરોહિતપણું કરતા હતા, એટલે વસિષ્ઠો જ તૃત્સુઓ હતા. ઋગ્વેદના એક મંત્ર ( મંડળ ૭-૩૩-૬ ) માં 'ભરતો શત્રુઓથી ઘેરાઈ ગયા અને વસિષ્ઠ ઋષિ તેના પુરોહિત થયા, ત્યાર પછી તૃત્સુઓની પ્રજા આબાદ થવા લાગી,૦ એમ કહ્યું છે; તે ઉપરથી શોધે એવી કલ્પના કરી છે કે.

---

० दण्डा इव गोअजनास आसन। परिच्छिन्ना भरता अर्भकासः ॥
अभवच्च पुरएता वसिष्ठ। आदित् तृत्सूनां विशो अप्रथन्त ॥

સુદાસે ભરતોનો પરાજય કર્યો હતો, અને તેથી સુદાસ ભરતવંશનો ન હતો, પણ તેઓનો શત્રુ હતો. જર્મન વિદ્વાન હિલ્લે બ્રાંટ પણ એમ માને છે કે તૃત્સુઓ અને ભરતો–એ બન્ને જુદી જુદી જ જાતિઓ હતી. સુદાસ અને ભરતો તૃત્સુઓની ઉપર ચડાઇ લઈ ગયા હતા; ત્યાર પછી તે બે પક્ષો વચ્ચે સલાહ થઈ હતી.÷

એ રીતે પાશ્ચાત્ય પંડિતોમાં એટલો બધો મતભેદ છે, એટલું જ નહિ પણ આ દેશના વિદ્વાનોમાં પણ તે વિષે તેટલો જ મતભેદ છે. શ્રીયુત નલિનીકુમાર દત્ત દિવોદાસ અને સુદાસ ભરતવંશી હોવાનું સ્વીકારે છે.+ પરંતુ 'એપિક ઇન્ડિયા'ના કર્તા રા. ચિંતામણ વિનાયક વૈદ્યે સૂર્યચંદ્રવંશી રાજાઓ વિષે વિવિધજ્ઞાન વિસ્તાર નામના મરેઠી માસિકપત્ર (જુલાઈ, ઈ. સ. ૧૯૧૫. પૃ. ૨૫૭, ૨૬૭)મા એક ગવેષણા પૂર્વક લેખ પ્રકટ કર્યો છે. તે લેખમા તેમજ 'મહાભારતનો ઉપસંહાર' નામના મરેઠી પુસ્તક (પૃ. ૧૩૦–૧૫૭)મા તે વિષે સવિસ્તર ચર્ચા કરી છે. ડૉક્ટર ગ્રીયર્સને હિંદુસ્થાનમા વપરાતી ભાષાઓનું સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરી એવી કલ્પના કરી છે કે–હિંદુસ્થાનમાં જૂદે જૂદે સમયે આર્યજાતિનાં બે ટોળા પંજાબની સરહદ ઉપર થઈને દાખલ થયાં હતા. તે કલ્પનાને ટેકો આપી રા. વૈદ્ય કહે છે કે પ્રથમ જે ટોળું આવ્યું, તે સૂર્યવંશી ક્ષત્રિયોનું હતું. અને બીજું ચંદ્રવંશી ક્ષત્રિયોનું હતું. દિવોદાસ સુદાસ ભરતવંશી હતા, એમ તો તેઓ સ્વીકારે છે; પરંતુ તે ભરતવંશનો મૂળપુરુષ દુષ્યન્તનો પુત્ર ભરત ન હતો, પણ સ્વાયંભુવ મનુના વંશમા થઇ ગયેલ નાભિરાજનો પુત્ર ભરત હતો. નાભિરાજાના પુત્ર ભરત ઉપરથી હિંદુસ્થાનનું ભારતવર્ષ નામ પડ્યું હતું. તેમજ મત્સ્યપુરાણમાં તો ખુદ મનુને જ ભારત કહ્યો છે. અને તે ઉપરથી આર્યાવર્તનું નામ ભારતવર્ષ પડ્યું લખ્યું છે.× તદુપરાન્ત યાસ્કાચાર્યે નિરુક્ત (૮–૧૩)મા ભારતી શબ્દનો અર્થ કરતા ભારત એટલે આદિત્ય અને ભારતી એટલે તેનું તેજ—એવો કર્યો છે. આ સઘળા વચનોને સાથે મૂકીને તેઓએ સ્વયંભુવ મનુનો પુત્ર સૂર્યવંશી હતો, અને તે કારણથી દિવોદાસ અને સુદાસ સૂર્યવંશી હતા, એવી કલ્પના કરી છે.

પરંતુ જે વૈદિક સાહિત્યમાંથી દિવોદાસ, સુદાસ અને ભરતનો ઇતિહાસ પ્રાપ્ત થાય છે, તે સાહિત્યમાંથી કોઈ પણ સ્થળે સ્વાયંભુવ મનુનો ઉલ્લેખ મળી આવતો નથી. નિરુક્તમાંજે મનુને વિવસ્વાન (ઋ. ૮–૫૨–૧), વૈવસ્વત (અથર્વ. ૮–૧૦–૨૪), વિવસ્વાનનો પુત્ર (શતપથ. ૧૩–૪–૩–૨૭) અને સાવર્ણિ કહ્યો છે. કોઈ કોઈ સ્થળોએ તેને (નઃ પિતા) અમારો પિતા (ઋ. ૨–૩૩–૧૩) અને પિતા (૧૮ –૧૬) કહેવામા આવેલ છે; પરંતુ તે ઉપરથી પુરાણકથિત સ્વાયંભુવ મનુનું સૂચન થતું નથી. તેથી ઉલટું મંડળ ૧૦ (સૂક્ત ૬૩–૧)મા વિવસ્વાનના પુત્ર મનુને મનુષ્યનો પૂર્વજ કહ્યો છે, તે સાથે તેમાં નહુષ અને યયાતિ રાજાએનાં નામો જોવામા

÷ Vedic Index, vol. I, pp. 321–23.

+ The Arctic Home In The Rig-veda by N. K. Dutt, M. A. p. 24.

× મત્સ્ય પુરાણ અ. ૧૧૪ શ્લો. ૫.

આવે છે.+જે મંત્રમાં તેને પિતા કહ્યો છે, તેજ મંત્ર (૧-૮૦-૧૬) માં, ઇન્દ્રની પ્રથમ સ્તુતિ કરનાર અથર્વા હતો અને ત્યાર પછી મનુ થયો અને ત્યાર પછી દધીચિ ઋષિ થયા, એમ સ્પષ્ટ કહેવામાં આવ્યું છે×

આ ઉપરથી સિદ્ધ થાય છે કે-વૈદિક સાહિત્યમાં જે મનુનો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે, તે સ્વાયંભુવ મનુ નથી, પરતુ અથર્વા ઋષિની પછી થઇ ગયેલ ચંદ્રવંશી નહુષ અને યયાતિ સાથે સંબંધ ધરાવનાર વૈવસ્વત મનુ છે. કોઇ પણ પુરાણમાં રામાયણમાં કે મહાભારતમાં સ્વાયંભુવ મનુના વંશજોને સૂર્યવંશી કહ્યા નથી. પરંતુ વૈવસ્વત મનુના પુત્ર ઇક્ષ્વાકુના વંશજોને સૂર્યવંશી અને તેની પુત્રી ઇલા અથવા ઇડાના વંશજોને ચંદ્રવંશી કહ્યા છે. સ્વાયંભુવ મનુના વંશજ ભરતરાજાના નામ ઉપરથી આર્યાવર્તનું નામ ભારતવર્ષ પડયું હતું ખરૂં, પરંતુ તે ભરતરાજાના વંશજોને ભાગવતમાં પણ ભરતો કે ભારતો કહ્યા નથી, પણ પ્રિયવ્રત રાજાના વંશજો કહ્યા છે* નિરૂકતકારે ભારતી શબ્દનો અર્થ "સૂર્યનું તેજ" કર્યો છે, તે ભારતી શબ્દ ઋગ્વેદના ૧૦ મા મંડળના ૧૧૦ મા સૂક્તના ૮ મા મંત્રમાં આવે છે. તે પ્રસંગે મંત્રદ્રષ્ટા જમદગ્નિ ઋષિ સરસ્વતી, ઇલા અને ભારતી-એ ત્રણ દેવીઓની સ્તુતિ કરે છે. એટલે તે સ્થળે ભારતી શબ્દનો અર્થ સૂર્યનું તેજ સિવાય બીજો થઈ શકે તેમ નથી. વળી વાસ્તવિક રીતે યાસ્કાચાર્યે ભરતનો અર્થ "સૂર્ય" કર્યો નથી. પરંતુ ભારત (भा+रत) નો અર્થ સૂર્ય કર્યો છે. તે ઉપરથી ભરત જેની વ્યુત્પત્તિ भृ ધાતુ ઉપરથી છે, તેને અને ભારત (भा+रत) ને કંઈ સંબંધ રહેતો નથી. તેથી ઉલટું નિઘંટુ (૩-૧૮) માં ઋત્વિગ્ શબ્દના આઠ પર્યાયો આપ્યા છે, તેમાં **भरता:** અને **कुरव:** નાં નામો સાથે સાથે આપ્યાં છે.× તે ઉપરથી સ્પષ્ટ અનુમાન થાય છે કે ભરતો અને કુરુઓ નિકટના સંબંધીઓ હોવા જોઇએ. કુરુઓના ચંદ્રવંશીપણા વિષે કંઈ વિવાદ નથી, ત્યારે તેઓ નિકટ સંબંધીઓ ભરતો પણ તેજ વંશના હતા, એમ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી.

તે સિવાય સુદાસને સૂર્યવંશી માનવામાં એક આપત્તિ આવે છે. પુરૂકુત્સ નામનો એક રાજા સુદાસનો સમકાલીન હતો અને શમ્બ નામના અનાર્ય રાજાની સાથેના યુદ્ધમાં તે પુરૂકુત્સ અને પુરૂઓ સુદાસની સાહાય્યમાં હતા. (ઋ. ૬-૨૦-૧૦ તથા ૧-૬૩-૭). શતપથ બ્રાહ્મણ (૧૩-૫-૮) માં તે પુરૂકુત્સને સૂર્યવંશી કહ્યો છે, અને, રા. વૈદ્ય તે હકીકતનો સ્વીકાર કરે છે. પુરૂકુત્સ

+ परायतो ये दिधिपन्त, आप्यं
मनुप्रीतासो जनिमा विवस्वतः।
ययातेर्थे नहुषस्य बर्हिषि देवा
आसते ते अधिब्रुवन्तु नः ॥

× यामथर्वा मनुष्पिता दध्यङ् धियमत्नत।
तस्मिन् ब्रह्माणि पूर्वथेन्द्र उक्था समग्मतार्चन्नु स्वराज्यम् ॥

* श्रीमद् ભાગવત, સ્કંધ ૫, અ. ૧૫. શ્લો. ૧૬.

× भरताः, कुरवः, वाघतः, वृक्तबर्हिषः यतस्रुचः।
मरुतः, देवयवः इत्यष्टावृत्विग्नामानि ॥

માંધાતાનો પુત્ર હતો, એમ પૌરાણિક સાહિત્યમાં કહેવામાં આવ્યું છે.* તે માંધાતા ચક્રવર્તી રાજા હતો.× તેથી પુરૂકુત્સનું રાજ્ય પણ વિસ્તીર્ણ પ્રદેશ ઉપર હોવું જોઇએ. તે કારણથી પુરૂકુત્સ અને સુદાસ એક વંશના હોવાનો સંભવ નથી. પુરૂકુત્સની સાથે ઋગ્વેદમાં પુરૂઓનું નામ જોવામાં આવે છે, તે ઉપરથી મેકડોનલ તેને અને તેના પુત્ર ત્રસદસ્યુને પુરૂઓનો રાજા માને છે.+ પરંતુ સાયણાચાર્યે તે તે સ્થળોએ પુરૂઓનો અર્થ મનુષ્યો કર્યો છે. તેમ છતાં કદાચ પુરૂઓનો અર્થ પુરૂજાતિના લોકો કરીએ તો પણ કોઇ પણ મંત્રમાંથી પુરૂકુત્સને કે તેના પુત્ર ત્રસદસ્યુને પુરૂઓનો રાજા માનવાની જરૂર પડતી નથી. પાશ્ચાત્ય વિદ્વાનોએ અને રા. વૈદ્યે આ વિષયમા પોતપોતાના મતોનું સમર્થન કરવાને એટલી બધી સાધક બાધક દલીલો આપી છે કે સઘળી દલીલોનો અનુવાદ કરીને તેનો પ્રતિવાદ કરતાં અતિ વિસ્તાર થઈ જવાનો ભય રહે છે. તેમજ તેની પ્રસ્તુત વિષયમાં અપેક્ષા પણ રહેતી નથી. તેથી તે વિષે એક સ્વતંત્ર પરિશિષ્ટમા ચર્ચા કરવાનું મુલતવી રાખી, અહિં તો એટલો જ ફલિતાર્થ દર્શાવવાની આવશ્યકતા છે કે—દિવોદાસ અને સુદાસ ભરતવંશી હતા, એમ વૈદિક સાહિત્ય ઉપરથીજ અનુમાન થાય છે; તે ભરત સ્વાયંભુવ મનુનો વંશ જ ન હતો, પણ વૈવસ્વત મનુનો વંશ જ હતો, અને તેથી દિવોદાસ અને સુદાસ ચંદ્રવંશી હતા.

## ૬૨ દાશરાજ્ઞ યુદ્ધનો કાળ.

દિવોદાસ અને સુદાસ રાજાઓના રાજ્યની મર્યાદાની બાબતમા તેમજ તેઓના કુળની બાબતમાં વિદ્વાનોનો ગમે તેટલો મતભેદ હોવા છતા કેટલીક અગત્યની બાબતમા સઘળા એકમત થયા છે. પરંતુ હિંદુસ્થાનના ઐતિહાસિક કાળના કાળાનુક્રમમા જ એટલો બધો મતભેદ છે કે હજુ કેટલાક સુદાના બનાવોના કાળને માટે પણ છેવટને માટે નિર્ણય થયો નથી. ત્યારે પ્રાગૈતિહાસિક કાળના સંબંધમાં તો કંઈ પણ નિર્ણય થવાની આશા રાખવી, તે વૃથા છે. તો પણ એ તો સુનિશ્ચિત છે કે સુદાસનું દાશરાજ્ઞ યુદ્ધ મહાભારતના યુદ્ધ પહેલા એટલા બધા સમય પૂર્વે થયું હતું કે મહાભારતની રચનાના કાળમા સામાન્યતઃ જનસમાજના સ્મરણમાંથી લુપ્ત થયું હતું; તેથી જ મહાભારત, રામાયણ કે પુરાણોમા તે વિષે કશો પ્રસંગ પણ કરવામાં આવ્યો નથી. મહાભારતના યુદ્ધના કાળના સબંધમા પણ વિદ્વાનોમા પરસ્પર મહાભારતના જેવુંજ યુદ્ધ ચાલે છે. પાશ્ચાત્ય વિદ્વાનો વેબરમાં છેવટ ઇ. સ. પૂર્વે ૧૪૦૦ ને મહાભારતના યુદ્ધનો કાળ ઠરાવે છે. લો. બા. ગં. તિલક પણ તેજ મતને ટેકો આપે છે.* શ્રીયુત શ્રીશચંદ્ર વસુએ તે વિષે વિસ્તારપૂર્વક આલોચના કરીને ઇ. સ. પૂ. ૧૯૨૨ મા તે યુદ્ધ થયું હતું, એમ ઠરાવવાનો યત્ન કર્યો છે.× ત્યારે બીજી હાથ તરફ રા. વૈદ્યે અને રા. મોડકે ખુદ મહાભારતમાં આપેલી ગ્રહોની સ્થિતિ

* Matsya Purana. Panini office ed, vol. Appendix VI. Table I p. L. IV,

× વાલ્મીકિ રામાયણ ઉત્તરકાંડ, સર્ગ—૬૭.

+ Vedic Index, vol I. pp. 327–8 & 541–2.

* ગીતા રહસ્ય. ગુજરાતી ભાષાન્તર, પૃ. ૫૫૩.

× Matsya Purana, Panini office ed., Appendix II p. XXV.

ઉપરથી જ્યોતિઃશાસ્ત્ર પ્રમાણે ગણિત કરીને ઇ. સ. પૂર્વે ૩૧૦૦ વર્ષો પહેલાં એટલે આજથી ૫૦૦૦ વર્ષો પૂર્વે તે યુદ્ધ થયું હતું, એમ સિદ્ધ કર્યું છે.+ આપણી પરાપૂર્વથી લોકમાન્યતા પણ તેજ પ્રમાણે ચાલી આવે છે. દિવોદાસ યુધિષ્ઠિરથી ૨૦ મી પેઢી ઉપર થઇ ગયો છે. તે કાળમાં આજના કરતાં સરાસરી આયુર્માન વધારે હતું, એમાં તો કંઈ શક નથી. તેથી દરેક રાજાનો રાજ્યકાળ સરાસરી ૨૦ વર્ષને બદલે ૩૦ વર્ષનો ગણતાં ૨૦ રાજાનો રાજ્યકાળ ૬૦૦ વર્ષોનો થાય. તેમાં ૫૦૦૦ વર્ષો ઉમેરતાં આજથી લગભગ ૫૬૦૦ વર્ષો પહેલાં દાશરાજ્ઞ યુદ્ધ થયું હશે, એમ અનુમાન થઇ શકે છે. તે વિષે બીજી રીતે તર્ક કરીએ તો એટલે દિવોદાસ અને સુદાસની કથા ઋગ્વેદમાં આવે છે, તેથી ઋગ્વેદની રચનાના કાળ ઉપરથી પણ અનુમાન કરીએ તો તેથી પણ તેજ પરિણામ આવે છે. પાશ્ચાત્ય પંડિતો વેદારંભ-કાળને માટે પણ ઈ. સ. પૂ. ૨૦૦૦ થી વધારે દૂર જઈ શકતા નથી. જર્મન પંડિત વેબર તો વધારેમાં વધારે ઇ. સ. પૂ. ૧૫૦૦ વર્ષ સુધી જઇ શકે છે. ત્યારે મેક્ષમ્યુલર અને મેકડોનલ વેદ રચનાનો કાળાન્તર ઈ. સ. પૂ. ૨૦૦૦થી ઇ. સ. પૂ. ૬૦૦ નો ઠરાવે છે. તો પણ પ્રોફેસર જેકોબી ઇ. સ. પૂ. ૪૦૦૦ વર્ષ માને છે, ત્યારે સ્વ. લો. મા. તિલક ઇ. સ. પૂ. ૫૦૦૦ થી ૩૦૦૦ વર્ષ સંહિતા રચનાનો કાળ અને ઇ. સ. પૂ. ૩૦૦૦ થી ૧૪૦૦ બ્રાહ્મણ રચનાનો કાળ સિદ્ધ કરે છે.* અર્થાત્ ઋગ્વેદ સંહિતાનો છેવટમાં છેવટનો ભાગ ઇ. સ. પૂ ૩૦૦૦ વર્ષ પહેલાં એટલે આજથી આશરે ૫૦૦૦ વર્ષો પહેલાં રચાયે હતો, એમ તેઓની માન્યતા છે. પરંતુ ઋગ્વેદનું ૩ જું અને ૭ મું મંડળ જેમાં દાશરાજ્ઞ યુદ્ધ વર્ણન છે, તે મંડળો પહેલા અને દશમા મંડળોની અપેક્ષા પ્રાચીનતર માનવામાં આવે છે. તેથી પહેલું અને દશમું મંડળ રચાયા પહેલાં ત્રીજું અને સાતમું મંડળ ૫૦૦ અથવા ૬૦૦ વર્ષો પહેલાં રચાયું હશે, એમ સહજ અનુમાન થાય છે. અને તે હિસાબે પણ દાશરાજ્ઞ યુદ્ધ આજથી ૫૬૦૦ વર્ષો પહેલાં થયું હતું, એમ સિદ્ધ થાય છે

(અપૂર્ણ.)

**માનશંકર પીતાંબરદાસ મહેતા.**

---

+ મહાભારતનો ઉપસંહાર (મરેઠી), પૃ. ૮૦-૧૧૯

* The Age of Shankar by T. S. Narayan Shastri, B. A. B. L. Appendix II, pp. 22-24.

# કોઈ કહેશો એ શા વિચાર કરતી હશે?

આઠ વર્ષની એ કુમળી બાલિકા હતી,

વસન્તઋતુના પવનની લહરી માથે તેના ન્હાના ચણિયાનો આછો ઘેર ગમત કરતો ક્રીડતો હતો

ઘરની બારીએ ટાંગેલા પાંજરામાંના કિલકિલાટ કરતા પોપટની હામે પોતાની ન્હાની આતુર આંખે તે જોઇ રહી હતી અને કવચિત્, કવચિત્ એ મુગ્ધ અને આતુર મુખપર હાસ્યના કિરણ ફુટતા.

એવે ઘરની બારીપાસેના રસ્તાપર એક વરઘોડો નીકળ્યો

સૂર્યના પ્રકાશવન્ત કિરણોમા ઘોડાપર બિરાજેલા વરરાજાનો કસબી પોશાક અને દાસીને પહેરાવેલા ઘરેણા ઝગમગતા હતા.

વાજા અને શરણાઇના ગરબડાટભર્યા કઠોર સંગીત (1)મા પાછળ ગીત ગાતી સ્ત્રીઓનો અવાજ ભળી જઇ પવનની લહરી માથે દૂર ઘસડાઇ અદૃશ્ય થઇ જતો હતો

પોપટની સાથે વાતો કરવી છોડી દઇ વરઘોડો જોવા તે બારીએ આવી

આશ્ચર્ય અને હર્ષભર્યા નયને તે રસ્તાપર જોતી હતી, હેના ન્હાના મૃદુ ઓષ્ઠપર ઉત્સુકતા ચમકતી

વરઘોડો તો ક્યારનો યે જતો રહ્યો હતો છતા બારીને અઢેલી પોતાની ન્હાની કોમળ આગળી હડપચીએ નાખી બારીપાસે પડેલ ગુલાબના ફુલ હામે એકીટશે જોઇ રહી તે ઉંડા વિચારમા પડી હતી,

પોપટ એને ક્યારનો બોલાવ બોલાવ કરતો હતો તેનુ યે હેને ભાન ન હતુ

કોઇ કહેશો એ શા વિચાર કરતી હશે?

×   ×   ×   ×   ×   ×

પંદરમુ વર્ષ હજુ એને હમણા જ બેઠુ હતુ

લગ્નપછીની આ પહેલી રાત્રિએ ઓરડાની અટારીએ તે કોની વાટ જોતી બેઠી હતી?

હેના મ્હોંપર લજ્જા અને ભયમિશ્રિત પ્રેમની રેખાઓ હતી અને એમા ક્યા ક્યા ઉલ્લાસના આછા રંગ મંડાયલા જણાતા

મદમસ્તીની આછેરી છોળો હૃદયમા ઉડતી તેના ભાવ સુરેખ કપોલપર આલેખાતા હતા, પણ એની અસરથી હજુ હૃદય ઉભરાયુ નહોતુ

વિસ્મયભર્યા લજ્જાળુ નવોઢાના નયન કંઇ કંઇ વિચારે ઘડી ઘડી ભૂમિ તરફ ઢળતા હતા

અગાસી આગળ નિરાંત હતી ત્હોયે એ શામાટે સંકોચાઇને બેઠી હતી?

કૃષ્ણપક્ષની રાત્રિ નિઃશબ્દ અને શાન્ત હતી, છતા એ શાન્તિનો ભંગ કરવાનો પોતાનો અધિકાર હોય એમ, પવન ઝાડના પાંદડાઓને મનાવી વખતો વખત ગરબડાટ મચાવી મૂકતો

ગૃહના ઝાંખા દીપકના પ્રકાશમાંયે એનાં આભૂષણો આછું આછું ચમકતાં.

તે સ્થિર બેઠી હતી. ત્હોયે ત્હેના લાંબા કાળા વાળ પવનની લહરીમાં કટિમેખલા સાથે રમવાની છૂટ લેતા હતા; કારણ કે તાજાં ફૂલોની મઘમઘતી વેણીનાં ઢીલાં બંધન સિવાય ત્હેમને યથેચ્છ વિહરતાં બીજું કાંઇ અટકાવે એમ નહોતું.

સંકોચાયેલાં ઢીંચણપર કોણી અઢેલી કમળસરખી હથેલીપર મુખ ટેકવી, પાસેના હાથીદાંતની નકશીવાળા અબનૂસના નાજુક બાજઠપર મૂકેલા મિષ્ટાન્ન અને મુખવાસના રૂપાના થાળ તરફ એકી ટશે જોઇ રહી તે ઊંડા વિચારમાં પડી હતી.

પવનની એક ઝટકીએ આવી દીપક હોલવી નાંખ્યો તેનું યે ત્હેને ભાન નહોતું.

કોઇ કહેશો એ શા વિચાર કરતી હશે?

× × × × × ×

એની ઉમ્મર વીશથી વધારે ન હતી.

વિશાળ મંદિરના આરસના એકાન્ત પગથિયે જાણે ઢગલો થઇ પડી હોય એમ, એ બેઠી હતી.

એના અંતરે અંધકાર હતો અને એ અંધકારના કાળા પડછાયા, શૂન્ય ઉદાસીનતા–ઘોર નિરાશા રૂપે વદનપર પડ્યા હતા.

એને હાથે પગે કે ગળામાં સૌભાગ્યભૂષણ ન્હોતાં. સૌભાગ્ય કુંકુમ વિહોણા એના વિશાળ લલાટ પર ભયાનક પણ પવિત્ર તેજકિરણ ફૂટતાં.

શ્વેતવસ્ત્રમાં ઢંકાયલી એની દેહલતા, કરમાઇ–ચીમળાઇ–સૂકાઇ ગયેલી વનજ્યોત્સ્નાની ભયંકર યાદ આપતી. ફીકા થઇ ગયેલા એ અંગોપર મદમસ્તીની લાલીને સ્થળે શૂન્ય પવિત્રતાનાં ઓજસ્ ઓપતાં.

વસન્તના અનિલની લહરી તો હમેશની માફક વૃક્ષને વળગી રહેલી વેલીઓને અને છોડપરનાં પુષ્પોને સતાવતી તથા ઘાસ પર જામેલાં ઝાકળ બિન્દુઓને રંજાડતી અત્યારે પણ આવતી હતી; પણ તેની સાથે રમનારો કેશ કલાપ કે આછેરી ચુંદડીના છેડા–કોઇ પણ અત્યારે ન્હોતું. આથી સફેદ વસ્ત્રને અડીતાં અડીતાં અટકીને નિરાશ થયેલી લહરીઓ આગળ ચાલી જતી.

મૃત પતિના સ્મરણાવશેષ રૂપ બે વર્ષનું કુમળું બાળક આરસના પગથિયે બેઠું ફૂલની માળા વડે રમતું હતું.

ખભાપર ડોક નાખી દઇ,–મસ્તક ઢળી, પાસે પડેલા ધૂપદાનમાંની સળગતી અગરબત્તીમાંથી વાંકાચુંકા થઇ નીકળતા અને આછા થઇને પવિત્ર વાતાવરણમાં ભળી જતા સુગંધી ધુમાડા તરફ તે એકીટશે જોઇ રહી હતી; મુખપર વિષાદની છાયા હતી અને આંખોમાં આંસુની છાલક.

કુમળું બાળક રમત છોડી દઇ, આતુર આંખે ત્હેની સ્હામે જોઇ સાળુના છેડા પકડી–ખેંચીને ત્હેને બોલાવવાનો પ્રયત્ન કરતું હતું તેનુંયે ત્હેને ભાન ન્હોતું.

કોઇ કહેશો એ શા વિચાર કરતી હશે?

બચુભાઈ રાવત.

# "એક ગ્રેજ્યુએટનો અનુભવ"

રમણ એક નવીન ગ્રેજ્યુએટ હતો. નાનપણથીજ એને ગ્રેજ્યુએટ થવાનો મોહ હતો, અને સ્કૂલ–કૉલેજ ને એનાં પુસ્તકો સિવાય બ્હારના જગતની એને કાંઇ ખબર ન્હોતી. તે એટલે સુધી કે લગ્ન પ્રસંગે સગાંવહાલાંઓમાં જવું પડે, ત્યારે તેને ગળે પ્રાણ આવતો. કારણ કે સગાંવહાલાં-ઓને તે ઓળખતો પણ નહિ. અને એટીકેટ મુજબ ઓળખતો નહિ હોય તેને ત્યાં લગ્નમાં જવાની શી જરૂર એમ તે દલીલ કરતો, છતાં પણ જ્યારે એની તર્કજ્ઞાનથી અજ્ઞાન માતા એને ફરમાણ કરતી ત્યારે એને જવું પડતું પણ એની સ્થિતિ દયાજનક એને થઇ પડતી. સિવાય એક એકાન્ત ખૂણો ખોળી બેસી રહેતો; નહિ કોઇની સાથે વાત કરવાનો કે ઓળખાણ કરવાનો.

પણ હવે તો એ બી. એ. પાસ થયો હતો. બે વર્ષ પણ ચાલ્યાં ગયાં હતાં. સરકારી નોકરીમા એને સારી નોકરી પણ મળી હતી. હવે જ એની દૃષ્ટિએ જગત પહેલીવાર પડ્યું. જગત્‌માં રહી વેપારી દૃષ્ટિ રાખવી જોઇએ, એ એને સમજાતું જતું હતું. પણ કૉલેજમા જે ઉચ્ચ ભાવનાઓનો એ સેવક અને પૂજક હતો તે ભાવનાઓનો વ્યવહારૂ જગતમાં ઝાઝો ઉપયોગ નથી એમ પણ એ ધીમે ધીમે માનવા લાગ્યો કોલેજમાં રહ્યો રહ્યો એ જગત્‌ને ફૂલબાગ શી માનતો. પણ હવે એને માલમ પડ્યું કે એ ફુલવાડીમા પણ ક્યાંક ક્યાંક કાંટા ખૂંચે એમ હતું–સર્પોના દંશ લાગે, એવો સંભવ પણે પણે હતો. કૉલેજમા પૈસા પૂજક એ ન્હોતો. કારણ કે ટેવો કંઇક ખર્ચાળ હતી પણ તે તો એના પિતા એને પૂરી પાડતા. હવે એને પૈસાની કિંમત અને જરૂર પણ જણાતી જતી હતી. ટુંકી આવકમા જમા ઉધારના બેઉ છેડા બરાબર મળી રહે, તથા કંઇક બચાવી શકે એ હેતુથી એણે ખરચમાં ઘટાડો કરવાનો દૃઢ નિશ્ચય કર્યો. પણ તે નિશ્ચય માત્ર જ હતો–નિરર્થક ગયો. આમ કૉલેજનો જૂનો અને દુનીઆદારીનો નવો વિદ્યાર્થી દિવસો કાઢી રહ્યો હતો. તોયે એને ઝાઝું–દુઃખ ન્હોતું પડતું. પોતાને સુખી માનતો. પણ જે એને ખૂંચતું તે એજ હતું કે બધું આસપાસનું વાતાવરણ એને વ્યાપારી અને ઉચ્ચ ભાવનાહીન લાગતું.

આમ ને આમ બે વર્ષો વીતી ગયાં. નોકરીમા પણ હુશીઆરીને લીધે ઉંચી જગ્યાએ પ્રમોશન મળ્યું. હવે એને ડિસ્ટ્રીકટમાં ફરવાનું હતું. એની સાથે એક કારકુન તથા બે સિપાઇઓ જતા. એની માન્યતા એમ હતી કે ઑફીસર તરીકે મોભ્ભો સાચવવો હોય તો પોષાક જેમ અને તેમ અપ્રેડ રાખવો. એટલે એક હેટ ખરીદી. બાકી કૉલેજમા કોટ, પાટલુન, ટાઇ, કોલર તો તેઓ જ પહેરતા હતા. હવે આવકના જમા ઉધારના પાસા મેળવવા પડતા. એટલે કૉલેજના જેટલા સગવડદાર ન્હોતા મળતાં. એટલે કોઇક કોઇક વખત ફાટું પાટલુન અને સંકડ કોટ પહેરવા પડતો ! અને માથા પર હેટ લગાવતા. આમ એક વખત કારકુન સિપાઇઓના રસાલા સાથે ડિસ્ટ્રીકટ ફરવા નીકળ્યા. ઘેરથી સ્ટેશન પર જવા નીકળ્યા. કેમ વર્તવું તે માટે માતાએ તેને સૂચના આપી. સ્ટેશન પર જઇને

ટિકીટ લાવવા કારકુનને પૈસા આપ્યા. સરકાર તરફથી ગાડીભાડું બીજા વર્ગનું મળતું હતું વિચાર થતો કે બીજા વર્ગના ચાર ગણા પૈસા ખરચવા કરતાં ત્રીજા વર્ગમાં મુસાફરી કરું તો પૈસાનો બચાવો ઘણો થાય. સ્હેજે રૂપીઆ બે રૂપીઆનો ફેર પડે. પણ પાછો બીજો વિચાર મોભ્ભાનો આવતો. ત્રીજા વર્ગમાં સિપાઇની તથા કારકુનની સાથે મુસાફરી કરવી, એને હીણપત જેવું લાગતું. વળી જ્યાં ઉતરે, ત્યાં પણ લેવા આવેલા ગામના લોકો ત્રીજા વર્ગના ડબ્બામાંથી એને ઉતરતા જુવે તો એનો મોભ્ભો-વજન, ખાટુ પડે નહિ, એમ એને લાગતું. એટલે ન છુટકે બીજા વર્ગમાં એ મુસાફરી કરતા. કારકુનને પણ બીજા વર્ગનું ભાડું સરકારમાંથી મળતું. પણ દુનીઆને સારી રીતે પીછાનનાર તે જગત્ ખાધેલો ઘરડો સરખો હતો. તેને કંઈ આવી હીણપત ન્હોતી. તે મુસાફરીનાં પૈસા બચાવી શકતો.

ગાડી આવી, અને ભાઈ—આપણા ગ્રેજ્યુએટ—સેકન્ડ કલાસના ડબ્બામાં ચઢી બેઠા. કારકુને આવીને ટિકીટ આપવા માંડી, પણ ટિકીટ પોતે સાચવવી તેમાં પણ મોભ્ભો અને હીણપતનો સવાલ આવ્યો. એટલે કારકુનને જ તે રાખવા કહ્યું. કારકુને જતાં જતાં કહ્યું:—

"સાહેબ, આપણે વાપી સ્ટેશને ઉતરવાનું છે. સ્ટેશન પર હું મળીશ." એમ કહી કારકુન, સિપાઇઓ સાથે ચાલતો થયો. ગાડી ઉપડી. એણે ગજવામાંથી એમર્સનના નિબંધોની પૉકેટ એડીશન કાઢી વાંચવા માંડી. ટ્રેન સુરતથી ઉપડેલી તે ઉદવાડા આવી પહોંચી. એટલે પોર્ટરે ઉદવાડા કરી બાંગ મારી, ત્યારે જ આ ભાઇનું ધ્યાન એમર્સન પરથી ઉદવાડા સ્ટેશન તરફ ગયું. ભાઇને એવું મનમાં ઠસી ગએલું કે ઉદવાડા તેજ વાપી—આ કારણથી સ્ટેશન પર ઉતરી પડયા. મોભ્ભાને લીધે કારકુન સિપાઈ ઉતર્યા છે કે નહિ તે ખબર કઢાય નહિ—એટલે બીજા વર્ગના ડબ્બા આગળ ઉભા ઉભા એમણે ગજવામાંથી સિગારેટ કાઢી પીવા માંડી. કારણકે એમાં પણ 'ચોક્કસ દરજ્જે' મોભ્ભો રહેલો હતો. નાનું સ્ટેશન એટલે ગાડી તો તરત ઉપડી, ને અદ્રશ્ય પણ થઇ ગઇ, છતાં સિપાઈ કે કારકુન કોઈ જણાયું નહિ. એટલે એમને શંકા ઉપજવા માંડી, "કેમ કોઇ દેખાયું નહિ? કારકુન ભૂલ્યો કે શું? ગામમાંથી કોઈ લેવા પણ કેમ નહિ આવ્યું, હમણાંજ એને વિષે રિપોર્ટ કરી મોકલું;" એવો વિચાર થયો. હવે પૂછવું પણ કોને? કોઇને પૂછવાનો વિચાર આવે તો તરતજ મોભ્ભાનો સવાલ આવી સમક્ષ ખડો થાય. આખરે કંઇક મોઢું કટાણું કરી પોર્ટરને પૂછયું "કેમ અલ્યા, વાપી સ્ટેશન આજ કની?" પોર્ટરે સાહેબને જોઇ કહ્યું, "ના સાહેબ. વાપી તે આવતું સ્ટેશન. આ તો ઉદવાડા છે." હવે આપણા ગ્રેજ્યુએટ—ઑફીસર સાહેબને માલમ પડયું ઉદવાડા તે વાપી નહિ.

હવે શું કરવું એ સવાલ હતો—ઘણો ભારી સવાલ હતો. પ્રેમાનંદના નામથી-ચાલતાં નાટકે પ્રેમાનંદના છે કે કેમ? એ સવાલ કરતાં પણ એ સવાલ ભારી હતો. ટાઇમ-ટેબલમાં જોયું તે બીજી ટ્રેન રાતના એક વાગે આવતી હતી. અત્યારે સાંજના ૭ થયા હતા. એટલે ભૂખ્યા એક વાગ્યા સુધી સ્ટેશનના બાંકપર પડી રહેવું પડે. હજી મોભ્ભો છોડવો કે કેમ, તે વિચાર સાહેબને થતો હતો. ભૂખ્યા પડી રહેવું કે મોભ્ભો છોડવો, એ બે સંજોગો વચ્ચે તુમુલ યુદ્ધ જામી રહ્યું. સ્ટેશન માસ્તર પાસે જઇ પૂછવા જેટલો મોભ્ભો હાલ તરત તો છોડવો—એમ વિચાર થયો માસ્તરને પૂછયું કે બીજી ટ્રેન ક્યારે આવે છે? માસ્તરે રાતના એક વાગ્યાની ટ્રેન બતાવી. પણ તે તો બાપને ખબરજ હતી. ગ્રેજ્યુએટ સાહેબે બધા સંજોગો માસ્તર સાહેબને સમજાવ્યા. પોતે

બીજા વર્ગના ઉતારૂ, સરકારી નોકર છે, ને જરૂરી કામ છે; એ સઘળું સમજાવ્યું. માસ્તરે પણ હેડને માન આપી સાંભળ્યું. માસ્તરે કહ્યું કે હમણાં કલાકેકમાં ગુડ્સ ટ્રેન આવશે. બીજા વર્ગને બદલે ત્રીજા વર્ગમાં મુસાફરી કરતી વખતે જેને મોજાંનો વિચાર આવતો, તેને ગુડસમાં જવાને મનમાં કેટલી ગડમથલ કરવી પડી હશે, તે તો વાચક કળી શકશે. આખરે ન છૂટકે મોભો છોડી ગુડસમાં જવાનો વિચાર નક્કી કર્યો, અને માસ્તરને જણાવ્યો; પણ માસ્તરે કહ્યું કે આ સ્ટેશનેથી કંઈ માલ લેવાનો નથી એટલે ગુડસ ટ્રેન અહીં થોભશે નહિ. ગ્રેજ્યુએટ ભાઈને વિચાર થયો કે રેલ્વેમાં જે માના આશીર્વાદ કામ લાગે છે તે વાપરવી. પૈસા આપવાનું કહેતાં ગુડસ ટ્રેન થોભાવવાનું સિગ્નલ માસ્તરે કબૂલ કર્યું.

ગુડસ ટ્રેન આવી. પણ સ્ટેશન પર ડાગીનાઓ જ્યાં પડી રહે છે ત્યાં ઉભી રહી. ઑફીસર સાહેબ તો ટ્રેન પ્લેટફોર્મપર આવશે એમ રાહ જોઈ મોભો સાચવી ઉભા રહ્યા. ગુડસ ટ્રેનના ગાર્ડે કોઈ ડાગીના નહિ જોયા એટલે ટ્રેન ઉપાડવા ડ્રાઇવરને સિગ્નલ આપ્યો. સાહેબના મનમાં કે પ્લેટફોર્મપર આવવા માટે ઉપડી છે. પણ ટ્રેન ત્યાં કંઈ આવી નહિ અને આગળ પ્રયાણ કરવા માંડ્યું. ગ્રેજ્યુએટ સાહેબે તો ભવાં ચઢાવવાં માંડ્યાં. પણ વિચાર થયો કે હવે તો ટ્રેન પાછી પહોંચી ગઈ હશે અને સાહેબને નહિ જોઈ કારકુન બિચારો શું વિચાર કરતો હશે સાહેબ પાછળ રહી ગયા કે આગળ ચાલ્યા ગયા. એટલે મોભો છોડયા વિના છૂટકો નહોતો—ગુડસ ટ્રેન તરફ દોડ્યા અને ડબ્બો પકડ્યો. વગર કામે ટ્રેન ઉભી રાખવી પડી હતી તેથી ગાર્ડ પણ ખીજવાયા જેવો થઈ રહ્યો હતો પણ કંઈ બોલે તે પહેલાં તો સાહેબ ડબ્બામાં ચઢી બેઠા અને બધા સંજોગો ગાર્ડને સમજાવ્યા. ગાર્ડ પણ ખુશમિજાજી હતો એટલે ગુસ્સો છોડી મૂછમાં ને મૂછમાં મલક્યો અને તેમના સંજોગને ખૂબ હસ્યો. કારકુન બિચારો સ્ટેશનપર કાગડોળે બીજી ટ્રેનની વાટ જોઈ રહ્યો હતો. ગુડસ ટ્રેનમાંથી ઑફીસર સાહેબ ઉતર્યા. મોભો કેટલો જળવાયો હતો તે તો કોણ જાણે! પણ સુભાગ્યે ટ્રેનનો વખત ચાલ્યો ગયો હતો એટલે ગામના લોકો કોઈ નહોતા. કારકુનને બધી હકીકત સમજાવી. પણ તે દિવસથી સાહેબે મોભો સાચવવાનું મોકૂફ રાખ્યું. એટલે હવે કોઈ દિવસ આવો હાસ્યનો બીજો સંજોગ આવ્યો નથી વાચકનું એટલું કમભાગ્ય. પણ બિચારા મોભેદાર ગ્રેજ્યુએટ ઑફીસરનું એટલું સદ્ભાગ્ય!

—મનુભાઈ કલ્યાણજી દેસાઈ.

# ઈનામી હરિફાઈ.

અમારા ગયા અંકના ૮૭ મે પાને ગુજરાતી સંસારની વિચારશીલ, સુંદર, સૌથી સરસ વાર્તા માટે ખબર અપાઈ હતી. ચેતનના કેટલાક શુભેચ્છકોને એ મુદત ઓછી લાગવાથી તા. ૧ લી સપ્ટેમ્બરને બદલે તા. ૨૦ મી સપ્ટેમ્બર રાખવામાં આવી છે. તો તે મુદત અગાઉ હરીફાઈમાં ઉતરવા ઇચ્છનારે પોતાની વાર્તા આ પત્રની ઑફિસમાં મોકલી આપવી.

વાર્તા સ્વતંત્ર હોવી જોઈએ અને ચેતનના ચાર પાનાથી મોટી હોવી ન જોઈએ.

સૌથી ઉત્તમ વાર્તા લખનારને રૂ. ૧૦ નું ઇનામ આપવામાં આવશે.

ચેતનના તંત્રીઓનો નિર્ણય છેવટનો ગણાશે.

ઇનામી વાર્તાનો સર્વાધિકાર ચેતન પત્રને રહેશે.

હરિફાઈનું પરિણામ ચેતનમાં પ્રસિદ્ધ થશે.

# ટીકા અને ચર્ચા.

## સાહિત્યના વિભાગના પ્રમુખના ભાષણની સમીક્ષાની સમીક્ષા.

જુલાઇના અંકમાં સાહિત્યના વિભાગમાં "ક્રિટિક" રા. રમણભાઇના ભાષણ પર સમીક્ષા લખી "સાહિત્ય" એટલે શું વગેરે વિષયો પર વાચકનું ધ્યાન ખેંચ્યું છે. રા. રમણભાઇના કેટલાક અભિપ્રાયો "વિષવત્‌વર્જ્ય" જણાય છે. અને કેટલાક "મૌક્તિક" સમાન ગણ્યા છે. આ સ્વીકારત્યાગ યોગ્ય રીતે થયો છે કે નહિ એ વિષય પરજ આખો લેખ લખી શકાય; પણ અહીં એ સમીક્ષાનીજ સમીક્ષા કરવાનો ઉદ્દેશ છે. તેથી એ વિષયો પર મુખ્ય ધ્યાન આપવાને બદલે સમસ્ત સમીક્ષા પરજ અહિં તો આપણે ધ્યાન આપીશું.

આવા વિષયમાં ટીકા એટલે શું? ટીકાકારનું જ્ઞાન કેટલું હોવું જોઇએ? સમર્થ ટીકા કરવાને માટે શી શી આવશ્યકતા છે વગેરે વગેરે, પ્રશ્નો...... સ્વાભાવિક રીતે પ્રથમ ઉત્પન્ન થાય છે. ૧૯ મી સદીના સમર્થ ટીકાકાર "કાર્લાઇલ" આ વિષય ઉપર કંઇક પ્રકાશ આપી શકશે.

કોઇ પણ લેખકની સમીક્ષા કરતાં પહેલાં એનો શો ઉદ્દેશ હતો, એણે કયા સંજોગોમાં લખ્યું હતું, ક્યાં લગી એ ઉદ્દેશોમાં એ ફળીભૂત થયો હતો, વગેરેનું પ્રથમ ધ્યાન રાખવું જોઇએ; એના પ્રયત્નમાં આપણી તરંગવૃત્તિને નહિ પણ જનસમાજને ક્યાં લગી અનુકૂળ થઇ શક્યો હતો; એ પણ વિચારવું જોઇએ.

ટીકાકારમાં કેટલાક ગુણ હોવા જોઇએ. સમસ્ત સમાજનું અધ્યયન, લેખકની સાથે હિલમેળ, સારાસારનું કાંઇક જ્ઞાન, રસોદ્ધાનમાં ગ્રહણશક્તિ, અંતઃકરણની નિર્મળતા, નિષ્પક્ષપાતપણું, ન્યાયપ્રિયતા નહિ પણ લેખકના સંદેશ પહોંચાડનારની દૃષ્ટિ, વગેરે ગુણો હોય તોજ ટીકાકાર પોતાનો ધર્મ બરાબર બજાવે છે. પ્રથમ એટલું તો કહેવુંજ પડશે કે "ક્રિટિક" પોતાથી બને તેટલા સચોટ પ્રયત્ન કરીને બને તેમ નિષ્પક્ષપાતપણું વગેરે જાળવવાને ઘણે અંશે સફળ પ્રયત્ન કર્યો છે. અને આ કંઇ નાનીસૂની વાત નથી; શૈલી ઘણે અંશે સરળ તો નહિ, કિંતુ મોહક છે. અને રસે ચાલતી. એમનો સદ્‌ભાવ સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે. રા. રમણભાઇ પ્રત્યે હિલસોજી પણ કેટલેક સ્થળે દેખીતી જ છે. એમની શૈલિમાં સામર્થ્યવાન સરળતા છે. એ સ્પષ્ટીકરણ સરસ રીતે થયું છે.

પણ "ક્રિટિક" દર્શાવેલા કેટલાક અભિપ્રાયો તો ખાસ કરીને એકદમ સ્વીકારાયજ નહિ. પ્રથમ "ક્રિટિક" રા. રમણભાઇના મંગળાચરણથીજ વાંધો લે છે. એમને એ વાક્ય "ટાઢું" અને પરોક્ષ, લાગે છે. હવે હું ધારું છું તે પ્રમાણે રા. રમણભાઇનો આ વાક્ય લખવામાં આ હેતુ હતો.

સાહિત્ય વિભાગના અધ્યક્ષની પાસેથી જુદી જુદી તરંગવૃત્તિવાળા મનુષ્યો જુદી જુદી આશા રાખે છે. (**बहुरत्ना वसुंधरा**) કેટલાક એમ ધારે કે ગુજરાતી સાહિત્યનો વિકાસ અને ઇતિહાસ આપશે, કેટલાક એમ ધારે કે હાલના સાહિત્યના ગુણ દોષની કંઇક પરીક્ષા કરી પોતાના વિચાર દર્શાવશે. સાહિત્યનો એક પંથ (School) ખોલવા કરતાં આ કારણોથી સારો છે, વગેરે વગેરે પ્રતિપાદન કરશે. આવા મનુષ્યોને આ "આશા અને અભિલાષા" નિરાશાજ ઉપજાવે. તેથી એમના આક્ષેપથી મુક્ત થવા એમના વિષયની સાહિત્યમાં ઉપયોગિતા એમને પ્રથમજ બતાવવી પડી, અને તેથીજ એમને આવી રીતે શરૂઆત કરવી પડી.

"ક્રિટિક" એમજ ધારે છે કે, રા. રમણભાઇમાં પાંડિત્યની જડતા આવી છે; અને પ્રેરણાની કોમળતા તો સાચે નષ્ટ થઈ છે. એમનો આક્ષેપ એવો છે કે રા. રમણભાઇની વાણીમાં "પ્રાબલ્ય અને પ્રોત્સાહન" જોઇએ. હવે આ ન હોય તો એમનાજ શબ્દોમાં......રા. રમણભાઇની વાણીમાં "સામર્થ્યવાન સરળતા" ક્યાંથી આવી? જો સામર્થ્યવાન સરળતામાં (જે સાહિત્ય પત્રના તંત્રી 'રસહીન' નથી.) "આકર્ષણ શક્તિ કે મોહકતા નથી" તો કઇ શૈલીમાં તે છે. તે ક્રિટિક જણાવ્યું નથી. શૈલિમાં હું ધારૂં છું તે પ્રમાણે બે જાતની આકર્ષણ શક્તિ હોય છે. ગંભીર વિષયોની ચર્ચા કરવા યોગ્ય ગંભીર શૈલિ અને પ્રેરણામય વિષયોને માટે કોમળ રસમય શૈલિ......રા. રમણભાઇમાં ક્રિટિકના કહેવા પ્રમાણે ક્વચિત્ ગાંભીર્ય છે. અને "રસહીનતા નથી." એટલે જે "રસમય" છે. એમણે એમ નથી કહ્યું કે, આ સ્થાને શૈલિનો અયોગ્ય ઉપયોગ થયો છે. કોમળ—શૈલિ જોઇએ ત્યાં પાંડિત્યમય રસહીન ગાંભીર્ય છે. વગેરે. પણ આખા ભાગની સમીક્ષા કરતા એમણે આ બંને પરસ્પર વિરોધી ગુણો દર્શાવ્યા છે તો બંને કેમ?

"ક્રિટિક" આગળ વધતા લખે છે કે વ્યાખ્યા આપવા પછી જાણે ભૂલી ગયા હોય તેમ રા. રમણભાઇએ પાછળથી વિજ્ઞાનના વિષયોનું પૂછડું વળગાડ્યું છે. "વ્યાખ્યા" પૂરી ક્યારે થાય, એ "ક્રિટિક" ભૂલી ગયા હોય એમ મને લાગે છે. અમુક વસ્તુ કે વિષય, અમુક વિષયમાં આવી જાય છે કે નહિ, તેનું ઉદાહરણ સાથે વર્ણન એ એક વ્યાખ્યાનો ભાગજ ગણાય અને એ સાધારણ રીતે જોતાં "ક્રિટિક" વ્યાખ્યા કહે છે તે આખા પછીજ લખાય છે. આ દૃષ્ટિએ જો "ક્રિટિક" જોશે તો .....એમની રસમય કલમને "ખાડો ખૂંચે" અનુભવ થયો તે કદાચ મિટ લાગશે.

રા. રમણભાઇના ઘણા વિચારો "મૌક્તિક" સમાન છે, પણ ગૂંથણીના અભાવને લીધે એમાં રસ પ્રોત્સાહક શક્યું નથી. એવો ક્રિટિકનો અભિપ્રાય છે. એના કારણ દર્શાવવાની અજબ સબળતા એમની કલમમાં છે, પણ એ કારણો સત્ય છે કે નહિ અને હોય તો કેટલે અંશે, એનો જવાબ રા. રમણભાઇજ આપી શકે એમ છે, તેથી એ વિષે વિવાદ નિરર્થક છે. કવિવર કાળિદાસના [illegible] "ક્રિટિક" હાથમાં લીધી, તેથી તેમને ઘણા વાચક ધન્યવાદ આપશે, એમ મારો તો અભિપ્રાય છે. જ્યાં એક વસ્તુ વિચારવા જેવી છે. જો [illegible] તો તેનું [illegible] "ક્રિટિક" શી રીતે કરી શક્યા એ નવાઈ જેવું છે. "વ્યાખ્યા નું ભણ [illegible] પહોંચવું ગર્ભિત રીતે લેખક પોતેજ પાડ્યું." હોય તો એ સુસંગતતા નહિ?

રા. રમણભાઇની 'સુંદરતા અને અતિશયોક્તિના લક્ષણો.'

"Academicalism" એટલે શું?

સાહિત્યની વ્યાખ્યા સાહિત્યપરિષદમાં પંદર વર્ષ પછી પણ આપી શકાય, એ તો "ક્રિટિક" પોતે પણ કહે છે. ત્યારે અતિશાસ્ત્રીયત્વ જડ અથવા શુષ્ક શબ્દોમાં, તેમજ ફક્ત કેટલાક પંડિતોજ સમજી શકે એવી વ્યાખ્યા કરી હોય તોજ ગણાય. હવે એમના લેખમાં કયા રસિક જનને હાસ્યનો ચમત્કાર દેખાયો નથી ?

"આંકની ચોપડીઓ" સાહિત્યના વિષયમાં જ આવે એ શું હાસ્યરસનો આવિર્ભાવ નથી ?

૧ જુના વખતના પાંડિત્ય યુદ્ધોને "સાઠમારી"નું નામ આપનાર હાસ્યરસની પ્રેરણા નહિ તો બીજું શું ?

એક મૂકયા પછી આવતો લગભગ આખો ફકરો હાસ્યરસથી છલકાય છે. એ શું શુષ્કતા છે, જડતા છે, પાંડિત્ય પ્રદર્શન છે? ભગવાન મનુના જેવી " Law-giver "ની દૃષ્ટિ એને શાથી કહી શકાશે? " Law-giver " તો ઘણોજ ગંભીર અભિમાનથી છલકાતો હોય. તેનામાં આવી અજબ રીતે હાસ્ય ઉત્પન્ન કરી શકિત કયાંથી હોય. રા. નરસિંહરાવના કોઇપણ આવા......( Technical ) શાસ્ત્રીય વિષયોનું વિવેચન જોઇશું.

૨. તો સમજાવો કે ' અતિશાસ્ત્રીયતા " એટલે શું. હું એમ નથી કહેતો કે એ દોષ છે. લેખકનો મુખ્ય ઉદ્દેશ સમજાવવાનો હોય એવી શૈલી વાપરવાની જરૂર પડે છે અને રસ હંમેશ ન જળવાય. હું તો ધારૂં છું કે આ આક્ષેપમાંથી તો રા. રમણભાઈ "મુખ્યાંશે" નહિ પણ " સર્વાંશે " મુક્ત છે. " ઉછળતું અને કુદતું " વગેરે શબ્દ ઘટના ક્રિટિકને ગમી ગઈ હોય એમ લાગે છે. તે એની શુષ્કતાને લીધે કે પાંડિત્યને લીધે ? કદાચ એમ કહેવામાં આવશે કે, કેટલેક ઠેકાણે જે લેખ ઝળકતો તેની સમસ્ત ઝાંખી અસર ( total effect ) હંમેશાં સારી થતી નથી. પણ મને તો લાગે છે કે વાંચ્યા પછી આખા લેખની સારીજ અસર થાય છે. છેલ્લો તમામ સાહિત્યક્ષેત્રમાં શેનો શેનો પરિપાક થયો નથી તે સચોટ રીતે દર્શાવવા યોગ્ય છુટા છુટા નાના નાના ફકરાઓમાંજ આ લેખાયો છે.

૩. સાહિત્યની વ્યાખ્યા ઉપર વિવેચન કરતાં રા. રમણભાઈની વ્યાખ્યા " ક્રિટિક " ને લુખ્ખી, સાંકડી ને એકપક્ષી લાગે છે. ખ્યાલ ટીકાકાર "સ્ટેરોટાઇપ્ડ ક્રુક" પણ રસહીન જ હોવા જોઇએ. કારણ કે એમની વ્યાખ્યા પણ લુખ્ખી જ " ક્રિટિક " ને લાગશે. પણ આ અફઘાનિસ્તાનના જમાનામાં કોઈ મહાન લેખકે આમ કહ્યું, માટે ખરૂં એવું કોઈ સ્વીકારશે નહિ. ગમે તેવો લેખક હોય તોપણ તેની ટીકા બેધડક થશે, છતાં કોઇપણ ટીકા નિર્બળ કારણ વાળી ન હોવી જોઇએ; તેથી આ ટીકા યોગ્ય છે કે અયોગ્ય, તે કારણ સહિત તપાસીએ. "ક્રિટિક" ની લખવાની રીત તો ખરેખર " વૈદિક " સમાનજ લાગે છે. એમના આક્ષેપ સમજી રીતે દર્શાવેલા છે. રસનો તો જાણે " બર્યો બર્યો થાળ " કોઇક લેખક આને માટે લખે, છતાં વિચારવા યોગ્ય છે કે નહિ તે અહિં જોવાનું છે.

આ બાબતમાં પ્રથમ યાદ રાખવું જોઇએ કે વ્યાખ્યામાં સચોટતાનો મુખ્ય ગુણ હોવો જોઇએ. અતિ સંકુચિત કે અતિ વિસ્તૃત પણ રસમય વ્યાખ્યાને હવે કોઈ વ્યાખ્યા કહેશે નહિ. રા. રમણભાઇની વ્યાખ્યા એકપક્ષી લાગી છે અને " ક્રિટિક " પોતાની વ્યાખ્યા મૂકી છે. વ્યાખ્યા, નાનાં વાક્યોથી બનાઈ છે. હવે એ તો દેખીતુંજ છે કે બધાં વાક્યોના ગુણો બતાવે સાહિત્યની

એક વ્યાખ્યા "ક્રિટિક" કરી છે. પ્રથમ તો તે મોહક લાગે છે પણ જરા સૂક્ષ્મ દૃષ્ટિથી તો જુદું જ લાગે છે સાહિત્યની વ્યાખ્યામાં સાહિત્યને બદલે "કવિતા" શબ્દ મૂકીએ તો પણ બંધ બેસતુંજ આવશે "કવિતા" એટલે "સૌન્દર્યપૂજા", કવિતા એટલે સત્યશોધન; કવિતા એટલે માનવીના આજ લગીના હર્ષ શોકની ઉરકથા, કવિતા એટલે ભવિષ્યના આશાચિત્ર આલેખનાર અન્તર્દૃષ્ટિ વગેરે. ત્યારે શું "કવિતા" અને 'સાહિત્ય' એ શબ્દોનો એકજ અર્થ? રસની રેસમાં સત્યનો છેડ ટકી શક્યો નથી પસડાઈજ ગયો છે.

ઇતિહાસ, અર્થશાસ્ત્ર વગેરે શાસ્ત્રના કેટલાક પુસ્તકોને સાહિત્યમાં મુકાય છે. સાહિત્યની આ વ્યાખ્યાથી એ બહાર જાય છે રા. રમણભાઈએ તેને બદલે "શિષ્ટ" શબ્દ વાપર્યો જેમાં એ આવી જાય છે. આવો "મર્મસ્પર્શી" શબ્દ વાપર્યો તે "ક્રિટિક" ને એકપક્ષી લાગ્યો? એ શબ્દમાંજ લેખકની મહત્તા અને વ્યાખ્યાની સંકોચતા જણાઇ આવે છે "સરસ્વતીચંદ્ર" અને Paradise Lost વગેરે .. પુસ્તકોને માત્ર શિષ્ટ ન કહેવાય. એ વાત ખરી, પણ શિષ્ટ નથી એમ પણ નજ કહેવાય, માત્ર એને પુસ્તકો મધ્યમાં આવી જાય છે "સાહિત્ય" એટલો વિસ્તૃત શબ્દ છે, કે દરેક સાહિત્યના પુસ્તકમાં મર્મજ્ઞતા નહિ તો નથી વિજ્ઞાનના વિષયોની અમુક જાતની ચર્ચા "સાહિત્ય" કહેવાય, છતાં એ "સર્વજ્ઞ" નથી "સર્વજ્ઞ' હોય કે ન હોય તો પણ એ "શિષ્ટ" તો હોવીજ જોઇએ

"ક્રિટિક"ને જેટલો પાંડિત્યપર તિરસ્કાર જણાય છે, તેટલોજ રા. રમણભાઇના ભાષણમાં દેખાય છે. "શિષ્ટતાનો આગ્રહ સાહિત્યના દર્શન માર્ગનો આગ્રહ છે એ ભૂલ છે" વળી "તેથી શિષ્ટતા માટેના આગ્રહમાં વૃથા પાંડિત્ય માર્ગનો આગ્રહ લેશમાત્ર રહેતો નથી" આવા ચોકખા શબ્દો લખ્યા છતાં રા. રમણભાઈ સાહિત્યના આચાર્ય પોતાને ગણે છે અને તેથી વિદ્વાની મતિપૂજા એમનામાં છે, આવો આક્ષેપ કેટલો અયોગ્ય છે? કોઇ પણ ટીકાકારે ન્યાયવૃત્તિ તો રાખવી જોઇએ અને મને લાગે છે કે કયાં તો "ક્રિટિક' રા. રમણભાઇનો આ ફકરો વાચવાનું ભૂલી ગયા છે, કે કયાં તો આ સ્થાને ન્યાયવૃત્તિ જાળવી શક્યા નથી.

અતિ પાંડિત્યની ઘેલછા રા. રમણભાઇએ પણ સ્વીકારી નથી, એ આ ઉપરથી ખુલ્લું દેખાય છે. પણ વર્ડ્સ્વર્થ કે શેક્સપીયર આદ્ય લેખકોનું અધ્યયન કર્યું નહોતું, એ સર્વાંશે સત્ય નથી. શેક્સપીયરને માટે કહેવાય છે કે 'He knew little Latin' વગેરે પણ એના કેટલાક નાટકોનું મૂળ ઈટાલીની વાર્તાઓ તથા ત્યાંના લેખકોમાંથી નીકળે છે એમ ઘણા ટીકાકારો માને છે તે એનું જ્ઞાન નહિ તો બીજું શું? વર્ડ્સ્વર્થ "Lyrical Ballads"ની પ્રસ્તાવના લખતાં ડ્રાઇડન વગેરે ઘણાકનું જ્ઞાન બતાવે છે જો કે એ લેખકો પર એનો તિરસ્કાર હતો આદ્ય લેખકોના પરિચય વિષે વર્ડ્સ્વર્થનો તેમજ સર જોશુઆ રેનોલ્ડ્સનો શો અભિપ્રાય છે તે નીચેના ફકરા પરથી જણાશે

An accurate taste in poetry, and in all other arts, as Sir Joshua Reynolds has observed, is an acquired talent which can only be produced by thought and a long continued intercourse with the best models of composition

(Preface to the Lyrical Ballads)

"કવિતા વગેરે કળામાં ઉત્કૃષ્ટ રસજ્ઞાન વિચારથી અને મહાન લેખકોની કવિતા સાથે સારા પરિચયથીજ મેળવી શકાય છે, તે શકિત...સર્વથા નૈસર્ગિક નથી." આવી રીતે લેખકને વિદ્વત્તાની જરૂર નથીજ એમ એકદમ તો કહી નહિજ શકાય. એ વાત સત્ય છે કે કલ્પનાની પરમાવશ્યકતા છે. પણ કલ્પનાનેજ મદદ કરનારૂં આ ક્રિટિકના ઉપહાસયુક્ત "પાંડેત્ય." છે. કલ્પના ઉર્મિ વગેરેની જરૂર રા. રમણભાઇ......સ્વીકારે છે. "તેની બુદ્ધિ, શકિતમાં અથવા તેની ભાવોર્મિમાં મહત્ત્વ હોવું જોઇએ, કવિએ બીજાઓના વિચારોના જ્ઞાનથી નહિ પણ સ્વયંભુ હોવાં જોઇએ. કવિઓ, બીજાઓના વિચારોના જ્ઞાનથી નહિ પણ સ્વયંભુ ઉર્મિથી પ્રેરાઇને કાવ્ય રચવામાં પ્રવૃત્ત થાય છે." પણ ઉત્કૃષ્ટ લેખકને બંનેની આવશ્યકતા છે, એટલુંજ રા. રમણભાઇનું કહેવું છે. પાંડિત્યને અને ઉર્મિને "તેમજ" શબ્દથી સમાન પદ આપ્યું એ માની શકાય એમ નથી.

આવા ગ્રંથકારના જેટલાજ આત્મપ્રભાવવાળા ગણાવેલા લેખકોમાં રા. ન્હાનાલાલ અને રા. કનૈયાલાલને ગણ્યા છે. એ બંને ગુજરાતનાજ છે. આપણાજ છે. એટલે આપણી પૂજ્ય બુદ્ધિ એમને માટે જ છે. છતાં એમને વ્યાસ વગેરેની સમાન કક્ષામાં મૂકનારને ભાગ્યેજ કોઇ સંમત થશે. પૂજ્ય બુદ્ધિની જરૂર છે, પણ વિવેક બુદ્ધિની આ જમાનામાં વધારે જરૂર છે.

બીજા ખંડોની સમીક્ષા કરવાની ઇચ્છા ન થઇ અને ખાસ જરૂર પણ નથી. મહત્વના વિષયો પ્રથમ ખંડમાંજ મુખ્યત્વે કરીને આવે છે તેથી એટલાજ વિભાગની સમીક્ષા કરી છે.

છેવટે એટલુંજ કહેવાનું કે રા. રમણભાઇના મૌકિતકોમાં સૂત્ર હોય કે ન હોય, પણ ક્રિટિકના મૌકિતકોમાં તો છેજ. તેથી એ દાવો હું કરી શકું એમ નથી અને એવો દાવો કરવાનો વિચાર પણ નહોતો.

H.

## (બ) ક્રિટિકનો પ્રત્યુત્તર. *

સૌથી પહેલાં તો, જે સૌજન્યશીલ નિર્વિકારી વૃત્તિથી, ફક્ત સત્યને જ શોધવા અને દર્શાવવાને 'H.' એઓએ સ્તુત્ય પ્રયાસ કર્યો છે, તેને માટે તેઓ મ્હારાં આભારયુક્ત અભિનન્દન સ્વીકારશે એવી આશા છે. ગામની વાતચીતમાં આવે એવી બીજી રીતે મ્હારી સમીક્ષા વિષે જે આત્મકુદિ-ભવ અને પ્રમાણરહિત ટીકાઓ મેં સાંભળી છે તેવું કાંઇ 'H.' ના લેખમાં નથી, એ જોઇને વિશેષ આનન્દ થાય છે. મારા લેખમા જે કાંઇ પણ થોડુંઘણું સારૂં જણાયું તે ઉદાર દિલથી સ્વીકારીને અને જ્યાં મતભેદ હોય ત્યાં આવેશથી દોરાવાને બદલે સ્પષ્ટતાથી છતાં શાન્તિથી પોતાનું કથન કરવાની પ્રશંસનીય રીતિ ગ્રહણ કરીને 'H.' એમણે એક અનુકરણીય દાખલો બેસાડ્યો છે, એમ કહેવામાં અત્યુક્તિ નથી. આ જાતની ટીકાનો ઉત્તર આપવો એ પણ, મુખ્ય પ્રશ્નો વિષે હજી મ્હારો મત તેમનાથી ભિન્ન જ હોવા છતાં, એક માન છે.

---

* કોને વિષે લખ્યું હોય તે મનુષ્યની ઇચ્છા જાણ્યા વિના 'રા.' વગેરે મૂકી દેવું નહિ. અને જાણ્યા પછી મૂકી દેવું એ સારૂં, એવો મારો અભિપ્રાય છે. તેથી "રા. રમણભાઇ" અને ફક્ત "ક્રિટિક" લખ્યું છે. આશા છે કે રા. ક્રિટિક ને આ અપમાન રૂપ નહિ લાગે.

'H.' એમનો લેખ 'ક્રિટિક' પર મોકલતાં તેમણે આપેલો ઉત્તર 'H.' ના લેખની સાથે જ પ્રકટ કરીએ છીએ.—અધિપતિ.

વિષય હાથ ધર્યાં પ્હેલાં એક ખુલાસાની જરૂર છે. મ્હારી વિરુદ્ધની 'H' ની ટીકાઓમાંથી ઘણાકના ઉત્તર તો, આવી બાબતમાં ઘણીવાર બને છે તેમ, મ્હારા મૂળ લેખોમાંથી જ મળી જાય છે; તેથી, તેવે સ્થળે મ્હારા અસલ શબ્દોનો ઉલ્લેખ કરીને જ હું અટકયો છું, અને જે સ્થળે કાંઈ નવું દેખાડવાની કે સમજાવવાની અગત્ય લાગી છે ત્યાં પ્રશ્નની વિસ્તારી ચર્ચા કરી છે.

## ૧. વ્યાખ્યાનનાં આરંભવચન વિષે:

આ બાબતમાં 'H.' મ્હારા કથનનો મુદ્દો સમજ્યા નથી. મ્હારો વાંધો આરંભવાક્યના પ્રકાર સંબન્ધે હતો, ત્હેના ઉદ્દેશ સંબન્ધે નહિ. મ્હારો પ્રશ્ન ફરીને અહિં ઉતારૂં છું: " જ્યાં સાહિત્ય પરત્વે જ વિચાર કરવાની શરૂઆત થતી હોય ત્યાં આવા સૂકા અને ઘરેડીઆ (conventional) વાક્યથી તે શરૂઆત કરવી તે કેટલું અજુકતું લાગે છે? સાહિત્ય literature એ શબ્દના ઉચ્ચારણ માત્રથી જે રસિકતા, કલ્પનાસૌન્દર્ય અને પ્રેરણાભાવના અમૃતવાયુ વાય છે ત્હેની લહરી સરખી યે આવાં ચીલે ન્હડનારા આરંભવચનથી અનુભવાય છે?" હવે આ પ્રશ્નોથી એક ગેરસમજ થવાનો સંભવ છે—એક મિત્રના મનમાં તે થયાનું પણ મ્હારી જાણમાં છે. સાહિત્યવિષયક વ્યાખ્યાનનો આરંભ આડંબરી અને મ્હોટા, ઝૂંબરિયા શબ્દોથી આજ થનો જોઇએ એવી માગણી હું કરૂં છું—આ દોષ મ્હારે માથે ચઢાવ્યો છે. 'H' પોતે પણ કદાચ તે દોષ મ્હારે માથે મૂકવા તૈયાર થશે. પરન્તુ આ બાબતમાં મ્હારા મૂળ શબ્દો બરાબર વાંચવાથી શંકા નિવારી શકાશે: "પ્રાન્તના સાહિત્યનેતાઓ જ્યારે પ્રાન્તના સાહિત્યસન્દેશક તરીકે........વધારે વધારે પ્રાબલ્ય અને પ્રોત્સાહન પ્રગટવાં જોઇએ," એ કથનમાં મ્હેં ચોકખું સૂચવ્યું છે કે, ગુર્જર પ્રજા 'નવરંગ પ્રભાત વરવા' તત્પર છે અને નવયુગને અનુરૂપ એવું અપૂર્વ સાહિત્ય પણ આપણા પ્રાન્તમાં ઉભવવા લાગ્યું છે તેવા સમયમાં સકળ સાહિત્યની આત્માગ્નિ કલ્પનાને ઉદ્દીપિત કરવાને બદલે કુંઠિત કરે ને કરમાવે તેવાં વચનો સર્વાંશે હાનિકર નહિ તો નિરુપયોગી તો છે જ. અને તે કાર્ય માટે કોઇ જાતના આડંબરની આવશ્યકતા નથી (સાચા સાહિત્યજ્ઞોએ આડંબરને તો સદા સર્વદા વર્જ્ય ગણ્યો છે); તેમજ તે રીતે ગ્રહણ કરવાથી 'કોલાહલ' કે 'ખળભળાટ' થઇ જશે એવો મિથ્યા ભય રાખવાનું પણ કારણ નથી. જે જરૂર છે તે ફક્ત વિશાળ અને વેધક દર્શનશક્તિની છે. વર્તમાનના ઉત્સાહને ભવિષ્યની કાર્યસાધના માટે કેમ ઉપયોગમાં લેવો તે સમજીને સમજાવવાની સાહિત્યનેતાઓની ફરજ છે. તે પૂરેપૂરી અદા કરવા માટે સર્વ વર્ગ સાથે—અને વિશેષે કરીને યુવકવર્ગ અને તેમના ઉચ્ચગામી અભિલાષ સાથે—અવિરત અને સમભાવશીલ સંપર્કમાં રહેવાની જરૂર છે. તેવે સંપર્ક હોય અને તેવી દર્શન શક્તિને ખીલવા દીધી હોય તો, અનેકગ્રંથાન્વિત અભ્યાસગૃહની હિમશીતલતા અને ચૈતન્યહીનતાને આરંભવાક્યમાં તો અવકાશ ન જ હોઇ શકે. ગુજરાતી યુવાન, ગુજરાતના નવસાહિત્યનો સર્જક છે; અને ગુજરાતના પ્રૌઢ સાહિત્યસેવકો તે સાહિત્યના વિવિધ અંગને પ્રેરક ન થઈ શકે, પોતાના પહેલા જ બોલથી સાહિત્યપ્રેમી સજ્જનોનાં હૃદયને વશ ન કરી શકે, અને તે સ્થળે સત્ત્વહીન કે અંપસાર વાક્યોથી જ ઇતિકર્તવ્યતા માને તો તેવી કાલાતીત પદ્ધતિ સાહિત્યના ઉત્કર્ષ માટે કેટલીક ઉપયોગી છે ત્હેના નિર્ણયનું કામ 'H' અને તેમના સરખા અન્ય સાહિત્યપ્રેમીઓને જ હું સોંપીશ.

## ૨. રમણભાઈની શૈલીના પ્રશ્ન

આ વિષયનાં મ્હારાં કથન અસંબદ્ધતાવાળાં (in-consistent) છે એમ 'H.' ને લાગ્યું છે; અને હું પણ કબુલ કરૂં છું કે શબ્દોને તેમના પૂર્વાપર સંબન્ધમાંથી તોડી કહાડીને વાત કરીએ તો અસંબદ્ધતાનો દોષ મ્હારાં વચનોમાં છે જ. આરંભની અતિ શુષ્કતાવાળી વાણીના સંબન્ધમાં જ મ્હેં કહ્યું છે કે ત્યાં "વધારે વધારે પ્રાબલ્ય અને પ્રોત્સાહન પ્રગટવાં જોઈએ." આરંભ વાક્યો આરંભ વાક્યો તરીકે અત્યન્ત "નિર્બળ અને રસહીન" છે એમ મ્હારી માન્યતા મ્હેં દર્શાવી છે. આ કથન, સમસ્ત વ્યાખ્યાનમાં જે અમુક પ્રકારનું ગૌરવગાંભીર્યજન્ય સામર્થ્ય છે, ત્હેના સ્વીકારની સાથે અથડામણમાં નહિ આવે. રસજન્ય પ્રાબલ્ય અને પ્રોત્સાહન, ગાંભીર્યજન્ય સામર્થ્યથી જૂદીજ વસ્તુ છે. પ્હેલું Active છે, બીજું Passive છે. પ્હેલું યત્નશીલ હોવા ઉપરાંત યત્નપ્રેરક છે; બીજું પોતે યત્નશીલ હોવા છતાં બીજાના યત્નને વેગવન્ત કરવાને બદલે મન્દ બનાવે છે. અને તેથી, વેગ અને મન્દતા વચ્ચે કાંઈ તફાવત ન હોય તોજ મ્હારા શબ્દોમાં અસંબદ્ધતા છે.

'H' કહે છે; "જો સામર્થ્યવાન સરળતામાં 'આકર્ષણશક્તિ કે મોહકતા નથી' તો કઈ શૈલીમાં તે છે તે 'દ્વિરેફે' જણાવ્યું નથી." લેખને બેદરકારીથી વાંચવાનું આ પરિણામ છે. મ્હારી સમીક્ષાના સડસઠમા પાનાની છેલ્લી અર્ધી લીટી તથા અડસઠમાની પહેલી ત્રણ લીટી ધ્યાનથી વાંચવાનું સાદું કાર્ય 'H.' માથે લઈ શકશે તો પોતાના આ વિચિત્ર મતનું ખંડન તેઓ પોતાને જ હાથે કરી શકશે.

"ગંભીર વિષયોની ચર્ચા કરવા યોગ્ય ગંભીર શૈલી"માં જે કંઈ શક્તિ હોય છે ત્હેને 'આકર્ષણ શક્તિ' તરીકે ઓળખાવવામાં 'H.' સાહિત્યવિષયોનું પોતાનું કાંઈક અજ્ઞાન પ્રદર્શિત કરે છે અને જનસ્વભાવના પોતાના અભ્યાસની ખામી પ્રકટ કરે છે. "આકર્ષણ" શબ્દનો ધાત્વર્થ, પ્રૌઢપ્રખર પંડિતોના કથનાનુસાર, "પોતા તરફ ખેંચવું" એ છે. ગંભીર લેખો તેમ ગંભીર પુરુષો પણ, બીજા મનુષ્યોને પોતાની તરફ ખેંચવાને બદલે, પોતાની પરમ ગાંભીર્યયુક્ત મુખમુદ્રાની સહાયથી તેમને દૂરનાં દૂર જ રાખે છે એ મ્હારો અનુભવ છે અને 'H. નો પણ હોવો જોઈએ (સિવાય કે તે પોતેજ ગાંભીર્યતાપૂજક સંસ્થાના એક અત્યન્ત સભ્ય હોય). જ્યાં સર્જક હોય, સર્ગશક્તિ ઉભરાઈ જતી હોય, સાહિત્યરસ તોળી જોખીને લોકજનને આપવાને બદલે તે રસદાન ઉદાર દિલે થતાં હોય ત્યાં જ સાચી અને સબળ આકર્ષણશક્તિ સંભવે: 'H' જેવા વિવેકબુદ્ધિયુક્ત પુરુષને મુખેથી મૂર્તિપૂજક કહેવાવાનું જોખમ ફરી એક વાર વ્હોરીને પણ, આ પ્રકારની આકર્ષણશક્તિવાળી કૃતિઓના લેખકો તરીકે ન્હાનાલાલ અને કનૈયાલાલ મુનશીનાં નામો સ્મરું છું. "ગુજરાતનો નાથ"ના ઉપોદ્ઘાતમાં નરસિંહરાવ જેવા ગાંભીર્યના પરમપૂજક પણ પોતાનું નિત્યનું સમતોલન સાચવવાને અશક્ત નીવડ્યા છે તે ઘટના આ અદ્ભુત આકર્ષણ શક્તિની અજેયતા વિષે સાક્ષી પૂરશે.

## ૩. અશાસ્ત્રીયતાઃ

આ બાબતમાં વ્યાખ્યાનલેખકનો બચાવ કરતાં 'H' તેમના હાસ્યરસનાં બે ત્રણ દૃષ્ટાંત આપે છે અને વક્તાની મનમોહક શૈલી ગ્રહણ કરીને મ્હને પૂછે છે: "એ શું શુષ્કતા છે, જડતા છે, પાંડિત્ય પ્રદર્શન છે?"

મ્હેવું તો એ કે હાસ્યરસ છે તે સ્વીકારવાને મ્હેં સ્હેજ પણ આંચકો ખાધો નથી. આનોલ્ડશૈલી સાથે રમણશૈલી સરખાવતાં, "નર્મહાસ્યની છાંટવાળું રમણભાઈનું ગદ્ય છે"—એમ મ્હેં ચોક્કસ કહ્યું છે. વળી, 'વ્યાખ્યાનની ચૈતન્યહીનતા' એ વિભાગમાં "તેમનો હાસ્યરસ તેમ જ કાવ્યરસ આગળના જેટલો ઉછળતો નથી" એ 'ખેદજનક ઘટના' વિષે ઉલ્લેખ છે ત્હેમાં, 'આગળના જેટલો ઉછળતો નથી' એ પદ પર 'H'નું ખાસ ધ્યાન ખેંચું છું. આ બંને દૃષ્ટાંતોમાં તથા મ્હારા લેખના બીજા ભાગોમાં પણ, અમુક વસ્તુઓની ઉણપ છે એમ મ્હેં કહ્યું છે: સર્વથા અભાવ છે એવો અર્થ કોઈ જગ્યાએ, પંડિતો કહે તેમ, 'ઉદ્દિષ્ટ' થતો નથી. અપૂર્ણતાઓ પૂરવાને વ્યાખ્યાનકાર સમર્થ હતા છતાં જૂદાં જૂદાં કારણોથી (કે જે મ્હારા મૂળ લેખમાં ઘણી સ્પષ્ટતાથી દર્શાવ્યાં છે) તે પૂરવામાં તેઓ નિષ્ફળ નીવડ્યા છે એટલો જ મ્હારાં કથનનો ભાવાર્થ છે.

ઉપર ઉતારેલા 'H.'ના વક્તૃત્વના પ્રશ્ન વિષે કહેવાનું કે, વ્યાખ્યાનમાં બહુ ભાગે એક જાતની 'શુષ્કતા' હોવાનું મ્હેં કહ્યું છે. પણ, રમણભાઈ પર 'જડતા' કે 'પાંડિત્યપ્રદર્શનનો દોષ મ્હેં આ જન્મમાં તો કદી પણ મૂક્યાનું મ્હને સાંભરતું નથી. મ્હારી સમીક્ષામાંથી તે નહિ જડે; સમીક્ષાના સમીક્ષકની ઊંડી શોધક બુદ્ધિનું જ તે પરિણામ છે.

## ૪ લેખકોને વિદ્વત્તાની આવશ્યકતા.

આ વિષયની ચર્ચા શરૂ કરતા 'H.' કહે છે: "ક્રિટિકને જેટલો પાંડિત્ય પર તિરસ્કાર જણાય છે તેટલો જ રા. રમણભાઈના ભાષણમાં દેખાય છે." મ્હને પાંડિત્ય ( learning ) પર તિરસ્કાર નથી. અતિપાંડિત્ય ( pedantry ) પર છે; અને રમણભાઈને જો પાંડિત્ય પર તિરસ્કાર હોય તો "કવિતા અને સાહિત્ય" એ પુસ્તક લખાયું છે એથી જૂદી જ રીતે લખાત. 'H.' જે કહેવા માંગે છે તે તેમનું વ્યાખ્યાનમાંથી આપેલા ટૂંકા ઉતારાઓથી વધારે સ્પષ્ટ થાય છે 'પાંડિત્યનું દર્શન' અને 'વૃથા પાંડિત્ય' એ બંને તરફ રમણભાઈને તેમ મ્હને પણ અત્યન્ત અણગમો છે: 'H.'ને પણ હશે જ. મ્હારે વાંધો હતો તે, સર્ગશક્તિથી નવીન સાહિત્ય ઉત્પાદન કરનાર સાહિત્યકારમાં પણ વિદ્વત્તા હોવી જ જોઈએ, 'પ્રથમના કવિઓનાં કાવ્યોનો પરિચય' હોવો જ જોઈએ—એવા રમણભાઈના મિથ્યા દુરાગ્રહ વિષે હતો; અને વર્ડ્સ્વર્થમાંથી 'H.' જેઓએ આપેલા અવતરણ છતાં મ્હારો અભિપ્રાય ફરી શકતો નથી. તે અવતરણમાં વર્ડ્સ્વર્થ અને સર જોશુઆ બંને મતાગ્રહના ભોગ થયા છે. 'only' અને 'જ'કાર એ ભારદર્શક શબ્દો ઘણી વાર બેદરકારીથી વપરાય છે તેમ અહિં પણ થયું છે. સર્વોત્તમ સાહિત્યકૃતિઓ સાથેના પરિચય વિના જો 'ઉત્કૃષ્ટ રસજ્ઞાન' પ્રાપ્ત થઈ શકે તેમ ન હોય તો રસજ્ઞાન પ્રાપ્ત કરવા લાયક વસ્તુ નથી. ઈટાલિયન વાર્તાગ્રન્થોમાંથી શેક્સ્પીઅરને પોતાનાં નાટકો માટે ફક્ત સામગ્રી મળી; અને સામગ્રી મેળવવા પૂરતું વાચન નવીન સાહિત્યના સ્રષ્ટાને પણ અપરિહાર્ય છે તે સ્વીકારવાની હું ના પાડતો નથી. પરન્તુ, 'વિદ્વત્તા' અને 'વિશાળ વાચન' એ જૂદી જૂદી વસ્તુઓ છે. જે અર્થમાં આપણે 'વિદ્વાન' 'સ્કોલર' એ શબ્દો વાપરીએ છીએ તે અર્થમાં શેક્સ્પીઅર કે વર્ડ્સ્વર્થ એ બેમાંથી એકકે 'વિદ્વાન' નહોતા; અને તે રૂઢ અર્થ પ્રમાણે ગોવર્ધનરામ અને "જ્યોર્જ ઇલિઅટ" મહા વિદ્વાનો હતા તેથી જ તેમની કૃતિઓમાં કેટલાક નવલકથા માટે અનિષ્ટ એવા અંશો પ્રવિષ્ટ થયા છે. આ પછીની મુખ્યતમે કે ધર્મીઓજી વાર. મ્હારા

## ૨. "ઢાલની બીજી બાજુ"

નવનવાં સંહારક શસ્ત્રાસ્ત્રો શોધવાનું કામ ગઈ લડાઈ વખતે વિજ્ઞાને કર્યું હતું, અને ઉપર પ્રમાણે હજી પણ કર્યે જાય છે; પરન્તુ, વિજ્ઞાનને હાથે વિધાયક (constructive) કાર્ય પણ ઘણું થઈ શકે એમ છે એ સર્વ વિદિત છે. શસ્ત્રાસ્ત્રથી પડેલા ઘા રૂઝવવાની ઔષધિઓ પણ વિજ્ઞાને જ શોધી આપી છે. વળી, આવતા જમાનામાં તે ઘણુંક સંરક્ષક અને અત્યન્ત ઉપયોગી કાર્ય કરશે એવો પાકો સંભવ છે. "ધ હોપ્સ ઑફ સાયન્સ" નામના લેખમાં આવા કાર્યના કેટલાક પ્રકાર ગણાવતાં 'ધ સ્પેક્ટેટર' જણાવે છે કે.

નેપોલિઅનિક વિગ્રહો પછી તુરત જેમ વરાળશક્તિની શોધ થઈ હતી તેવી કોઈક નવી અને અપૂર્વ શક્તિનો શોધ હવે થોડાજ વખતમાં, હાલના વિગ્રહમહાવિગ્રહ પૂરા થશે કે તુરત. વિજ્ઞાન કરી શકશે એમ પ્રો. સાડિ જેવો આરૂઢ વૈજ્ઞાનિક માને છે. 'રેડિઓ-ઍક્ટિવિટિ' ના નવા સાયન્સે બતાવ્યું છે તે પ્રમાણે, નવી શક્તિ, કોલસો, લાકડું, પાણી. ઇત્યાદિ પદાર્થોનાં અણુઓમાં રહેલી છે; અને એવી ગણત્રી થઇ છે કે, રેડિઅમની સહાયથી જેટલી અણુશક્તિ એક પૌંડ કોલસામાંથી છૂટી પાડીને મેળવી શકાશે તેટલી શક્તિના વાપરવાથી, હાલ ૧૫૦ ટન (૩૩૬૦૦૦ પૌંડ) કોલસો બાળવાથી જે કામ થઈ શકે છે તે થઈ શકશે. આવી રીતે અણુશક્તિને છૂટી પાડવાનાં સાધન હજી શોધાયાં નથી; અને આટલું જણાયું તે પણ, કોઈ કોઇ વાર તે પદાર્થો રેડિઅમના સમાગમમાં આવવાથી તેનાં વિદ્યુદણુઓ આપ મેળે છૂટાં પડવાને લીધે જ. વળી, હાલ તો તે શક્તિ જૂદી પાડવાના કામ માટે રેડિઅમ જેવી વિરલ અને અતિ મહત્વવાન વસ્તુનો છૂટથી ઉપયોગ થઈ શકે એમ નથી. પરન્તુ વહેલી મોડી તે શોધ સહેલી થવાની અને આપણને યંત્રો ચલાવવામાં ઘણી સરળતા થવાની એ ચોક્કસ છે.

નવા યુગની નવી શોધોમાં આ પણ ગણાવી શકાયઃ કલાકના ૧૨૦ માઇલની ઝડપે દોડતી વીજળીક ટ્રેનો; જેની પર ઘણાં વજનવાળી માલ ગાડીઓ સહેલાઈ અને ખૂબ ઝડપથી દોડી શકે તેવા, અને આખા યુરપનાં શહેરોને એકેક સાથે જોડી દઇ શકે તેવા કાયમી કે રબરની બનાવટના વિશાળ ધોરી રસ્તાઓ; પાણી નીચે ચાલનારી મ્હોટી મ્હોટી આગબોટો; અને વાયુયાનકલાનો વિશેષ વિકાસ. જેને પરિણામે ઇંગ્લંડથી એક જ દિવસમાં અમેરિકા જવાય, તથા લંડન ને સિડનિ (ઑસ્ટ્રેલિઆ) વચ્ચેનું અંતર, જેટલા વખતમાં હમણાં લંડન ને એડિન્બરો વચ્ચેનું અંતર કાપી શકાય છે, તેટલા વખતમાં કાપી શકાય.

અટકાવી શકાય તેવા સર્વ રોગોને-જેમકે, ક્ષયરોગને-નાબુદ કરીને શારીરિક દુર્બળતાના ત્રાસનો અન્ત આણવાનું પણ વૈદક વિદ્યાની સહાયતાથી ધીરે ધીરે બની શકશે.

માર્સ (મંગળગ્રહ)માં વસતિ છે કે નહિ, અને આપણે વાયરલેસથી તેની સાથે સન્દેશા ચલાવી શકીએ કે કેમ: એ પ્રશ્નો પણ વિજ્ઞાન હવે ઉકેલશે. પ્રો. લૉવેલ અને તેના સાથીઓની શોધથી આપણને માનવાને કારણ છે કે માર્સની વિસ્મયકારક નહેરપદ્ધતિને પરિણામે બનતા ઋતુની પાણી-સમૃદ્ધિના પ્રસંગો પણ આપણાથી જોઈ શકાય એમ છે.

પ્રો. આઇન્સ્ટાઇનના "ચતુર્થ પરિમાણ"—Fourth dimension—ના શોધમાં પણ ઘણી ઘણી શક્યતાઓ રહેલી છે; અને મૃત મનુષ્યો સાથે આપણે વ્યવહાર ચલાવી શકીએ કે કેમ, એ પ્રશ્નનો ઉકેલ પણ બને તો કરવાની વિજ્ઞાનને અભિલાષા છે.

## ૩. લૉર્ડ કિચનર.

ચાલુ વર્ષમાં લૉર્ડ કિચનરના મિત્ર **સર જ્યોર્જ આર્થરે** તે વિરલ અને આદર્શરૂપ સૈન્યાધિપતિની જીવનકથાનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે, અને ઇંગ્લંડનાં ક્રમિક પત્રોએ જુદાં જુદાં દૃષ્ટિબિન્દુથી હેની સમાલોચના કરી છે. જુનના "ઇંગ્લિશ રીવ્યુ"માં 'માઇલ્સ' સંજ્ઞાથી લેખકે લખેલી તેવી સમાલોચનામાં કિચનરની ચારિત્ર્યમહત્તા વિશે કેટલાક મનનીય ઉદ્‌ગારો છે:

"સહુ સર્વ શ્રેષ્ઠ પુરુષોની પેઠે લૉર્ડ કિચનર પણ માનભંગી હતા; સામાન્ય જનોથી દૂર ને દૂર રહેવું હેને ગમતું. કોઇમાં આવડતની ખામી જુવે તો તે હેનાથી લઇ ચલાવાય તેમ નહોતું. જે પ્રકારનાં મનુષ્યો વિધાતા કોઇક જ વાર ઘડે છે તેવો તે હતો. લોકો હેનાથી બ્હીતા ના ય હેને પૂજતા.

"તે પોતે દક્ષતાથી કામ કરતો અને બીજા પાસેથી તે જ નિયમે કામ લેતો. તે હુકમ કરવાને જ જન્મ્યો હતો, અને એકાન્ત પ્રિય હતો. ચારિત્ર્યપ્રભાવ માની હેના દેશજનોની સહજ બુદ્ધિ (instinct)ને લીધેજ તે આવી સર્વોત્તમ પદવી પ્રાપ્ત કરી શક્યો. અંગ્રેજોએ જોયું કે પોતાને પ્રિય એવા સર્વ ગુણો કિચનરમાં છે; અને તે પોતે પણ જાણતો કે અંગ્રેજોને માન્ય એવાં લક્ષણોની મૂર્તિ સમો પોતે છે તેથી જ તેઓ પોતાની આટલી મ્હોટી કિમ્મત આંકે છે.

"સૈનિક થવાને જ તે સરજાયો હતો: જો કે, જે આશ્ચર્યકારક યોજનશક્તિ તેનામાં હોવાનું કહેવાય છે તે તો તેનામાં નહોતી.—આ પુસ્તકપરથી અનુમાન બાંધીએ તો જેનામાં એટલી બધી યોજનાશક્તિ હોય તેણે પોતાનું પોતાપણું છોડવું પડે; કિચનરથી તે છોડાય તેમ નહોતું. તે તો બીજાની યોજનાઓનો તોડનાર—એક મહાશક્તિમાન અને આવશ્યક તોડનાર—હતો. હેની આ ટેવને લીધે અને પૂર્વના દેશોમાં લાંબો કાળ ગાળવાથી તીક્ષ્ણ થયેલી હેની મૌન રાખવાની ટેવને લીધે સ્વદેશમાં પણ રાજદ્વારીઓ અને લોકજન સાથેના હેના વર્તનમાં પર્વદેશીપણું કેટલેક અંશે આવી જતું હતું. એ ને એ જ ટેવને પ્રતાપે લોકસમુદાય હેને પોતાના સરદાર તરીકે પૂજતો. અને તેમ થાય તેમાં નવાઈ નહિ: લોકશાસનના યુગમાં વીરપૂજન માટે પૂરતો અવકાશ છે.

"'ચારિત્ર્યપ્રભાવ' એ શબ્દમાં જ લૉર્ડ કિચનરનો બધો ભેદ આવી જાય છે. 'ઇંગ્લિશમેન' એ શબ્દ જોડે સંકળાયલા સકળ ગુણોનો તે હમેશાં પ્રતિનિધિ રૂપ હતો. છેક હાડમજ્જા સુધી તેનું અંગ્રેજપણું 'પહોંચ્યું' હતું એમ કહીએ તો ચાલે; અને તે ગુણ હેની સીમાઓમાં અને અપૂર્ણતાઓમાં પ્રકાશતો તેટલો બીજે ક્યાંય ન પ્રકાશતો. કદાવર, સીધી આકૃતિ, નિર્ભય અને માનપ્રેરક મુખમુદ્રા, સત્ય પ્રેમ, સાદાઇ, નિયમિતપણું, ચરમાળપણું, રીતભાતની મીઠાશ, કાર્ય કરવાની સફળતા ને સબળતા: અંગ્રેજપ્રજાના આ બધા ગુણો તેનામાં સંક્રાન્ત થયા હતાં

ત્હેનાં બીજા દેશબન્ધુઓની માફક ત્હેની મનોવૃત્તિ સંકુચિત હતી, તો પણ ત્હેને કલ્પનાની બક્ષીસ હતી. મહત્કાર્યો માથે લેતાં તે કદી ય ડગમગતો નહિ. અને જે કાંઈ કરતો તે સ્વદેશને ખાતર—અને તે કરતાં તે કોઇ વખત નીચ કે નિર્દય કે સ્વાર્થી નથી થયો. આ કારણથી બ્રિટિશ પ્રજા ત્હેને અવગણી શકતી નહિ અને ત્હેની પ્રેરણાઓ ઝીલતી; અને ફ્રિગનરનો ખરો મહિમા તો એટલો જ કે ત્હેણે સ્વદેશ માટે જેટલું કર્યું તેથી વધારે કોઈ પણ દેશભક્ત કરી શકે એમ નથી.

## મનન અને વિવેચન.

*" Truth, for God's sake, lest men believe a lie."* *

### આત્મવિશ્વાસનો અભાવ.

જુલાઇની આખરમાં કર્ણાટક કૉલેજ ખુલ્લી મૂકતાં સર જ્યૉર્જ લૉઇડે વિદ્યાર્થીઓને આ મતલબની શીખામણ આપી હતી: "તમારી શક્તિઓની અતિગણના (over estimate) કરશો મા. તમારી ઉમ્મરના યુવાનો ઘણી વાર એમ માને છે કે કૉલેજ છોડતાં જ તેમનામાં એક પિટ્ કે એક ગોખલે જેવું રાજ્યકૌશલ્ય આવી જાય છે. પરન્તુ, તે પુરૂષો જે સખ્ત કસોટીઓમાંથી પસાર થવા હતા તે ભોગવ્યા વિના અને તે રીતે મળેલા અનુભવ વિના મહત્તા પ્રાપ્ત થઇ શકતી નથી; મા! તમારી શક્તિની વધુ પડતી કિમ્મત આંકવા કરતાં સતત અભ્યાસમાં અને અનુભવ પ્રાપ્તિમાં લક્ષ પરોવજો."

નામ૦ ગવર્નરના તે ભાષણની ચર્ચા કરતાં "ધી ઇંડિઅન સોશ્યલ રીફોર્મર" ના વિદ્વાન તંત્રીએ તે મતથી વિરૂદ્ધ પડતાં જણાવ્યું હતું કે, "અમારા અભિપ્રાય પ્રમાણે તો, યુવકોએ અને યુવતીઓએ પોતાની શક્તિની અલ્પગણના કરવા કરતાં અતિગણના કરવી એ વધારે સારૂં છે; કારણ કે, દુનિયાદારીના કડવા અનુભવો પછી જ્યારે શ્રદ્ધા ઓછી થવાનો વખત આવે ત્યારે, જો પહેલેથી જ પોતાની શક્તિમાં દૃઢ વિશ્વાસ રાખીને કામ કર્યું હોય તો શ્રદ્ધાબળને ઓછો ઘસારો પહોંચે છે. અલબત્ત, અનુભવપ્રાપ્તિની અવગણના ન કરાય, પણ કોઈ પણ સાચો કે ઉપયોગી અનુભવ ભૂલો કર્યા વિના નથી મળતો. જેમ તમારૂં સાધ્ય વધારે ઉચ્ચ અને ભવ્ય, તેમ સર્વોપરિ ભૂલો કરીને અનુભવ મેળવવાનું તમારૂં સામર્થ્ય પણ વધારે મ્હોટું."

એ અરસામાં સર નારાયણ ચંદાવરકરે પણ આ વિષય છેડ્યો હતો. વિદ્યાર્થીઓની એક સભા સમક્ષ બોલતાં તેમણે કહ્યું હતું કે, "હિન્દી વિદ્યાર્થીઓમાં અભિમાન બહુ હોવાનું કહેવાય છે, પણ મ્હારો તો અનુભવ છે કે તેમનામાં આત્મશંકિતા (diffidence) વધારે છે. જે

* તંત્રીઓ માટે આ નિત્યનો મુદ્રામંત્ર છે. બ્રાઉનિંગની સંક્ષિપ્ત શૈલીને કાંઇક વિસ્તારીને ત્હેનો ભાવાર્થ આ પ્રમાણે સમજાવી શકાય: "રખેને જગત અસત્યમાં શ્રદ્ધા મૂકે એ બીકે સદા કહો, પ્રભુને ખાતર સત્ય કહો."

સ્વાભિમાન પરિશ્રમનું અને સ્વશક્તિના જ્ઞાનનું ફળ હોય તથા સાથે સાથે વિનયયુક્ત હોય તેને તો ઉત્તેજવાની જરૂર છે, ઉખેડવાની નહિ."

જેમને આ વિષયનો વિશાળ કે અંગત અનુભવ છે તેઓ જાણે છે કે આ ત્રણ મતમાંથી પહેલો અલ્પદર્શી છે અને બીજા બે દીર્ઘદર્શી છે. હિન્દી વિદ્યાર્થીને પોતાની શક્તિઓની અલ્પ ગણના છે કે અતિગણના છે તે પ્રશ્નનો નિર્ણય કર્યા પહેલાં એક બીજો પ્રશ્ન—અથવા, એક આખી પ્રશ્નાવલિ—રજુ કરવાની અમને જરૂર જણાય છે: 'પોતામાં કાંઈક પણ શક્તિ છે, અથવા હોઈ શકે, તેનું જ્ઞાન આપણા યુવકોને છે ખરું? મનુષ્યને માત્ર એક "પામર પ્રાણી" તરીકે ઓળખાવનાર તેમની આવળી ધર્મભાવનાએ તેમના પૌરુષને હણી નાખ્યું નથી? જે સમાજની મધ્યમાં તેમને રહેવાનું છે તે સમાજના કલ્પનાહીન નાયકોએ યુવાનોના સત્સાહસ અને ન્યાય્ય સ્વતંત્રતા પર નિરર્થક અને નિર્લજ્જ પ્રહારો કરીને તેમના કુમળા આત્મરોપને છેદી નાખ્યો નથી? અને તે રીતે આત્મવિકાસના પરમ કર્તવ્યમાં વિઘ્ન નાખ્યાં નથી? ચેતન્યહીણી અને સર્વથા કાલાતીત એવી શિક્ષણ પ્રથાએ તેમનું જીવન રસને શોષી લીધો નથી? અંગ્રેજોના માથેના કેટલાક વડીલોનાં વર્તન પણ શું એવાં નથી જેને લીધે ખોટી વિનયભાવના પોષાય અને નિઃસત્ત્વ ભીરુતામાં જ બાળકનું આખું જીવતર જાય!' વસ્તુસ્થિતિ જ્યાં આવી છે, ડગલે પગલે જ્યાં નિર્માલ્યતાને, ભયને, અશક્તિને આમંત્રણ દેવાય છે, ત્યાં માણસને ભાન જ રહેતું નથી કે પોતામાં કોઈ પણ પ્રકારની શક્તિ છે.

ત્યારે, પહેલાં તો એ સમજવું જોઈએ કે આપણામાં અમુક અમુક શક્તિઓ હોવાનો સંભવ છે; વળી, અમુક ઘટનાનો સંભવ જણાતાં વિજ્ઞાનશાસ્ત્રી તે વાતનો નિર્ણય કરવાને પ્રયોગો આરંભે છે તેમ આપણે પણ પ્રસંગ આવતાં, છૂટથી અને નિડરપણે, નવી અજમાયશો અને નવા નવા પ્રયોગો કરવાના છે. 'પ્રયોગ,' 'અજમાયશ' એ શબ્દો જ સૂચવે છે કે તેમને પરિણામે સફળતા હોય તેમ નિષ્ફળતા પણ હોય. સફળતા મળે તો નવા પ્રયત્નો શરૂ થાય જ, પરન્તુ, નિષ્ફળતાની મહત્તા પણ ઓછી નથી. કાર્ય કરવામાં જે અનુભવ અને તજ્જન્ય આનન્દ છે તે જ આપણો પ્રધાન લક્ષ્ય; પરિણામની સાફલ્યાસાફલ્યતા તો ગૌણ છે.

અત્યારે આપણે ત્યાં પ્રયોગોને નામે જેટલું ભૂંજવામાં આવે છે તેટલું બીજા કશાને નામે ભૂંજવામાં આવતું નથી. તે ભૂંજનકળાના ઉપાસકો પોતે પણ જાણે છે કે જે કાંઈ ઉત્તમ અનુભવ ને જ્ઞાન પોતે સંપાદન કર્યાં છે તે અનેક ભૂલો, પ્રયોગો અને નિષ્ફળતાઓના જ પરિણામ છે. પરન્તુ સ્વાનુભવ ભૂલી જવાની તેમની શક્તિ પણ અજબ છે, અને તેથી, મનુષ્યહૃદયની એક મહદ્ દુર્બળતાને વશ થઈને, બીજાના આત્મવિકાસમાં આડખીલી રૂપ થયા વિના તેમને ચેન પડતું નથી.

આવી સ્થિતિની અસરના ઓછી કરવા માટે આપણા જીવનનો આદર્શ નવેસરથી ઘડાવો જોઈએ. આ નાચા નગોની અને મત્તહીણી હોય તેવી આશાઓની અન્ત્યક્રિયા હવે અટકવી જોઈએ. 'ચાર દિવસનું ચાંદરણું આ જિન્દગી' એ તો દેખીતું છે, અને, 'ડંકા માથે નગારાં વાગે મોતના રે'" એ પણ જાણીતું છે. તે મોત આવે ત્યાર પહેલાં જે કાપુરુષતાનાં મોત આપણે પળેપળે મરીએ છીએ તે વિષે હવે વિચાર થવો ઘટે છે વળી,

ચાર દિવસના ચાંદરણા જેવી જિન્દગી દરમયાન પણ, ધારે તો "નરનો નારાયણ" શકય છે. એ પુરાતન ભાવનાનો જીર્ણોદ્ધાર હવે જરૂરી છે. અને મનુષ્યાવસ્થામાં એ અમુલખ શકિત છે તો ત્હેને 'પામર' કહેવામાં મહા પાપ નથી રહ્યું.? ઇશ્વર પોતે મહાન હોવા પછી પોતાના અંશરૂપ માનવીને સદાને માટે નિર્બળ કે ક્ષુદ્ર રહેવા દે એમ માનવું એજ ઇશ્વરનું અપમાન છે. માનવી તેટલે જ અંશે "નિર્બળ" છે જેટલે અંશે ત્હેણે પોતાનાં પ્રાબલ્ય કસ્યાં નથી.

અને પ્રત્યેક યુવાને પોતે જ આ બાબત હાથ ધરવાની છે. બીજા તરફથી મળનારી મદદ ન્હાની અને નજીવી જ રહેશે. "આત્મ વિકાસમાં વ્યકિતનું વ્યકિતત્વ અત્યન્ત અગત્યનો ભાગ ભજવે છે" એ એમર્સનની ઉક્તિ કદી ય વીસરવા જેવી નથી. 'સ્વાશ્રય' અને 'આત્મશ્રદ્ધા' વિષે આપણે ઘણા નિબન્ધો વાંચ્યા અને ઘણા લખ્યા; અને છતાં, પ્રજા તો ભાગ્યે જ એક તસુ આગળ વધી. આનું કારણ શું એમ નથી લાગતું કે આપણે લખાણોના અક્ષર વાંચીએ છીએ, આત્મા નહિ? જો રહસ્ય સમજી શકયા હોત તો સત્ત્વગુણી મહત્ત્વાકાંક્ષાઓને ઉછેરવાની આપણને ટેવ હોત, પરીક્ષામાં ઉંચો વર્ગ લેવા વિષે કોઇ પૂછે ત્યારે ડોક નીચી ઢાળી નિસાસો નાંખતાં ન શીખ્યા હોત, અને લેખોને આરંભે કે અન્તે "અલ્પમતિ" અને "ક્ષમાયાચના" વિષે ખોટા શિષ્ટાચારના નિર્બળ શબ્દો લખવાનું ભૂલી ગયા હોત. આત્મશ્રદ્ધાનો અભાવ એટલે મનુષ્યતાનો અભાવ; અને સ્વગુણજ્ઞ થવું કે અસ્મિતાને ઉત્તેજવી એ માનવજીવનનો પહેલો અને પરમ ધર્મ.

## નરકેસરી.

તે પરમ ધર્મના આચરનાર અને ઉદ્બોધનાર એક મહાભાગના મૃત્યુની નોંધ લેવાનો પ્રસંગ પણ આજે જ પ્રાપ્ત થાય છે. લોકમાન્ય અને લોકપૂજ્ય, સ્વાતંત્ર્ય અને સ્વાશ્રયના 'પુરાણા, નવલા હો ગે' એવા મંત્રના ઉચ્ચારનાર, ઉરે ઉરે આત્મપ્રતિષ્ઠાની અખંડ, જ્વલન્ત જ્યોતના જગવનાર અને રક્ષનાર, શ્રીયુત બાલ ગંગાધર તિલકના દેહવિલયથી ભારતે જ નહિ, જગતે એક અનુપમ નરમણિ ખોયો છે. તેઓ માત્ર નરનાયક ન્હોતા; સન્દેશવાહક, પયગમ્બર હતા. શેલિએ પશ્ચિમવાયુને સંબોધેલું વચન સ્હેજ ફેરવીને તેમણે જાણે "કેસરી" અને "મરાઠા" ને સંબોધ્યું:

> "Be through my lips to unawaken'd Ind
> The trumpet of a prophecy!

અને સુપ્ત ભારતને 'પ્રબુદ્ધ ભારત' કરનારનાં એ દુન્દુભિનિઘ્નોષ નથી નીવડયાં.

તે દ્રષ્ટાની અન્તર્દષ્ટિની સાથે કલાઓ સંપૂર્ણ વિકસી હતી. તે દ્રષ્ટા હતા પણ કેવળ સ્વપ્નદર્શી કે તરંગી નહોતા. ભાવનાઓને સિદ્ધ કરનારી વિરલ વ્યવહારદક્ષતા પણ તેમનામાં હતી. માનવજીવનની મહત્તાઓ તેમ સીમાઓ પણ તેમણે આંકી હતી, અને, વ્યવહારજ્ઞાનનાં સીમાબન્ધન સ્વીકારનાર ભાવનાપ્રેમી પોતાના આદર્શને વધારે દ્દઢતાથી સિદ્ધ કરી શકે એ પણ તેમણે પોતાના જીવનની મહત્તાથી બતાવ્યું. આ ઊંડી વ્યવહારશીલતાને લીધે જ તેઓ ઝંઝાવાતની મધ્યમાં પણ નિશ્ચલ અને અસ્પર્શ્ય રહી શકતા. સુરત કોંગ્રેસમાં જ્યારે ચોતરફ ખુરસીઓની અને લાઠીઓની ઝડી જામી ત્યારે ગંભીરાકૃતિ તિલક એક અડગ સ્થંભ સમા સ્વસ્થ અને સ્થિર હતા. સ્વાસ્થ્ય તેમને સાહજિક હતું. ભાષણોમાં પણ, બીજા કેટલાક ઘાસકાઓની પેઠે, તે આવેશના ભોગ થતા નહિ અને બીજાને કરતા નહિ. શાન્તિથી છતાં સબળ વેગથી.

અસ્ખલિતપણે વ્હેતા વ્હેણ જેવી તેમની વાણી હતી. અને મહાસંકટના સમયે પણ તેમની શાન્તિ અખંડ હતી ૧૯૦૮ માં જ્યારે, પોતે નિર્દોષ છે અને સંજોગોના ભોગ છે એ જાણતા છતા, પોતાની વિરુદ્ધ કોર્ટે ચુકાદો આપ્યો ત્યારે તેમણે ધૈર્યથી આટલુંજ કહ્યું: "મનુષ્યશકિત કરતાં ઉચ્ચતર શક્તિઓ માનવીનાં અને પ્રજાઓનાં ભવિષ્ય ઘડે છે; અને એવી પણ પ્રભુની ઇચ્છા હોય કે જે મહાકાર્ય મ્હેં ઉઠાવ્યું છે ત્હેને મ્હારાં સ્વાતંત્ર્ય કરતા મ્હારા મદનથી વધારે લાભ થશે" દોષિતના, પાપાત્માનાં, આવા શબ્દો ન હોય; એ તો પુણ્યાત્માનાં અગાધ ઊંડાણમાંથી સરે:

'Smoothest flow the waters

" Where deepest runs the stream

વીરશિરેન્દ્ર ( Hero ) ના મુખ્યત્વે બે પ્રકાર સંભવે· જનતાથી અલગ રહેનાર અને જનતાની મધ્યમાં રહેનાર મુન્જાવ મહેતા, લૉર્ડ કિચનર, સર ફિરોઝશા· એ નામો પહેલા પ્રકારનાં અને, અમૃતલાલ પઢિઆર, બળવન્તરાવ તિલક, મોહનદાસ ગાંધી· એ નામો બીજા પ્રકારનાં દૃષ્ટાન્ત તરીકે આપી શકાય મુંજાવને; કિચનરને, ફિરોઝશાને, તમે પૂજશો પણ ચાહી શકશો નહિ; તિલક, ગાંધી કે પઢિઆરને તમે પોતાના કરી અને કરી શકશો. ભક્તિ આકર્ષવાની આ શકિત એક પ્રભુદત્ત પ્રસાદ છે. જેના સાન્નિધ્યમા દૈયા હળવા, નિર્ભય અને નિર્મળ બને તેવો મહાવીર વિરલ છે. મહાવીરના જે બે પ્રધાન લક્ષણો કાર્લાઇલે ગણાવ્યા છે તે તિલકમાં હતા. Courage and sincerity અભય અને સત્ત્વશુદ્ધિ એ તેમના આત્મારૂપ હતા. આ સાથે અદ્ભુત આગ્રહશકિત સંકળાયલી હતી તે આગ્રહ નિરન્તર સાત્વિક હતો, હૃદયની અને હેતુની શુદ્ધિથી પ્રેરાયેલો હતો. આરંભશૂરા ગુજરાતીઓ માટે તિલકના આ મહદ્ગુણનુ નિત્યસ્મરણ અને અનુવર્તન આવશ્યક છે—ગુજરાતના ગૌરવને દીપાવવું હોય તે. અપરિહાર્ય છે.

"વીસમી સદી' ના એક આગલા અંકમા આ વાક્યો છે· 'ગુજરાતગામ માણસ ન્હોતા—એક ભાવના હતા.' ગુજરાતની રાષ્ટ્રીય અસ્મિતા? ( Self consciousness ) ના એ અવતાર હતા" મહાન તિલક પણ માણસ નહોતા, એક મૂર્તભાવના હતા. મહારાષ્ટ્રની રાષ્ટ્રીય અસ્મિતાના અવતારરૂપ હતા. મહાપુરુષમાત્રનુ એ વિશેષ લક્ષણ છે કે તે પરને માટે જીવે છે, પોતાને માટે નહિ તેનુ જીવતા અહંભાવનો લોપ થાય છે, અને સ્વાર્પણવૃત્તિ સતેજ થતા, જે આદ્ય મહાભાવનાથી વિશ્વનો ઉદ્ભવ છે ત્હેની જોડે આત્મા એકતાનતા સાધે છે તે પુણ્યસાધનાને પરિણામે ભાવનાતત્ત્વ રોમે રોમે રમી રહે છે, ને પછીથી, "માણસ ન્હોતા—એક ભાવના હતા' તેવું જીવન તેનું થઇ રહે છે, અને ભાવનાસિદ્ધ ભવ્ય પ્રેરણાઓ જગત્‌માં પ્રસારવાનું અમિત સામર્થ્ય ત્હેને સાંપડે છે *. તિલક પરત્વે જુદા જુદા પુરુષો અને પત્રોએ વાપરેલા શબ્દો તેમના આ પ્રકારના જીવનની સાક્ષીરૂપ છે His figure has become history; he was the embodiment of Maratha genius, he was not so much a man as an idea.

* જુલાઈ ૧૯૧૭ પા. ૨૮૦.

ખોરાક પચાવવાની દવા „ ૧
ખરજવાં તથા ખસ ચાંદાની દવા „ ૧
પ્રમેહની દવા „ ૧
ચોથીઆ, એકાંતરીઆ, રોજીઆ વગેરે
દરેક જાતના તાવની દવા „ ૨
જૂના મરડા-ચૂંક તથા સંગ્રહણીની દવા „ ૨
ક્ષયરોગની દવા „ ૫
હિસ્ટીરીઆ તથા આંકડીની દવા „ ૫
આડદીઆ વાની દવા „ ૫
કમળાની દવા „ ૨
હડખવાની દવા „ ૫
ફેફસાંના રોગની દવા „ ૫
અફીણ છોડાવવાની દવા „ ૫
રક્તપિત્ત તથા વિસ્ફોટકના ચાંદા તથા
ડાઘાઓ ઉપરનો અકસીર મલમ „ ૫
આંખનું અંજન તથા મોતીનો સુરમો „ ૨
બચ્ચાંને તથા મ્હોટાંને આમણ ઉતરતું
હોય તેની દવા „ ૨
ક્રેમની દવા „ ૧
છાતીમાંથી પડતું લોહીબંધ કરવાની દવા „ ૨
વાળાની દવા „ ૨
બાલામૃત „ ૧
બેરા કાન સારા કરવાની દવા „ ૫
વરમ ઉતારવાનો લેપ „ ૧
છોટીઆંની ઉધરસની દવા „ ૫
આધાશીશીની દવા „ ૨
મધુપ્રમેહની દવા „ ૫
બચ્ચાંની માનું દૂધ વધારવાની દવા „ ૧
બચ્ચાંના માથામાં ખોડો તથા જુ હોય
તેની દવા „ ૧

હાથે પગે રસ ઉતર્યો હોય તેની દવા „ ૨
કંઠમાળ તથા ગંડમાળની દવા „ ૨
રક્તપિત્ત તથા વિસ્ફોટકમાં લોહી
સુધારવાની દવા „ ૧૦
ફેફરાંની દવા „ ૧
રેચની ગોળી „ ૧
દીવાના માણસને સારા કરવાની
ગાંડપણની ગોળી „ ૫
પાઠાનો મલમ અને પાંઠાની ગોળી „ ૫
ઉધરસની દવા „ ૨
નવાં ભાલ લાવવાની દવા „ ૨
વાલ વધારવાનું સુગંધી તેલ „ ૨
દાઝયાની દવા „ ૨
શુધ્ધ વનસ્પતિનું પેનક્યુર „ ૨
સાપ વિંછુ બમરા ઉંદર વિગેરેના ડંખનો
ઇલાજ „ ૨
વાનું તેલ „ ૨
ખસ ખુજલીનો મલમ „ ૧
દરાજનો મલમ „ ૧
બાલ કાઢવાની દવા „ ૧
બચ્ચાંની સાવળીની દવા „ ૧
લોહીવાળી દવા „ ૧
બરોળની દવા „ ૧
ચાંદી તથા ટાંકીનો મલમ „ ૧
ઘાંટું બેસી ગયું હોય તેની દવા „ ૧
હાથે પગે વળતા ગોંધાના પરસેવાની દવા „ ૨
પ્લેગના તાવની દવા અને ગાંઠ પર
મારવાની પટ્ટી „ ૫
હરસનાં મસાની દવા „ ૫
બગદરની દવા „ ૫

ઉપરની બધી દવાઓ વેચવા માટે હમે કોઇને એજંટ નીમ્યા નથી. દવાઓ ફક્ત હમે ખુદ તબીઅત તપાસી આપશું, અથવા હમારા એજંટ મી. નાનાભાઇ નટવરલાલ જેઓ હમારા દવાખાનામાંજ બેસે છે. તેઓનીજ પાસે મળશે.

ફક્ત રવિવારે ડાક્તર યુ. એલ. દેસાઈની મુલાકાત ઉપલે શીરનામે સુરતમાં થશે.



# —સાહિત્યની ફૂલવાડીમાં—

## —સમાજ મન્દિરના પાયા—

'તાજમહાલ' જોવા જનાર પ્રેક્ષકનું લક્ષ ત્હેના મિનારા તરફજ જાય એ સ્વાભાવિક છે, પરન્તુ એ મિનારો જે પાયામાંના પથ્થરપર ઉભો કરવામાં આવ્યો છે તે પથ્થર તરફ ત્હેનું લક્ષ નથી જતું ! શારીરિક કષ્ટ કરી ઉદર-નિર્વાહ કરનારા—હલકા દરજ્જાના મનાતા લોકોની સ્થિતિ પણ આવીજ છે. પાયાના પથ્થરો હંમેશા દાટવામાંજ પડેલા હોય છે, ને તરફ કોઈ જોતું પણ નથી. એ પથ્થરો જો મજબુત નહિ હોય તો ઉપરના ભવ્ય મિનારા વધુ સમય ટકવાના નથી. મિનારાનો આધાર 'કીર્તિના આસમાનમાં રહેવાનું' સફળ કરનારા પાયામાંના પથ્થરો પરજ હોય છે. સમાજનો હલકો વર્ગ સમાજરૂપી 'તાજમહાલ'ના પાયાના પથ્થરો છે. હવે હવે એ પથ્થરો અંદરથી કોરાઈ જાય છે. જાતજાતના વ્યસનોને આધીન થઈ સમાજના હલકા વર્ગના લોકો, ઉપરની ઇમારતનો ભાર ખમવાને અસમર્થ થવા માંડ્યા છે. એવીજ સ્થિતિ કાયમ રહેશે તો જેની સુન્દરતા અને ભવ્યપણા તરફ આપણે કુતૂહલથી જોઈએ છીએ, તે મિનારા અને કળશ ક્યારે ખરી પડશે તે કહેવાય નહિ.

ફ્રાંકો-જર્મન યુદ્ધના ઇતિહાસમાં 'મોલ્ટકે' નામનો ઉલ્લેખ જણાય છે પરન્તુ જે સૈનિકોના સ્વદેશભક્તિથી પ્રેરિત પરાક્રમે જર્મનીને પહેલા વર્ગના રાજ્યની પંક્તિએ બેસાડ્યું તે સૈનિકોનું તેઓની સંખ્યા બતાવનાર આંકડા સિવાય નામનિશાન પણ જણાતું નથી. પરન્તુ એ ભૂલવું ન જોઈએ કે જર્મનીના અભ્યુદયને અને ઐશ્વર્યને મોલ્ટકેના વ્યૂહની જેટલી આવશ્યકતા હતી તેટલીજ સ્વદેશના વૈભવને માટે યુદ્ધમાં બહાદુરીથી લડતા હલકા વર્ગના સૈનિકોની પણ હતી.

નેપોલિયને મેળવેલો વિજય ઇતિહાસ પ્રસિદ્ધ છે. પણ નેપોલિયનને એનાજ જેવા સૈનિકોની સાથ હતી તેથીજ એ વિજય મળ્યો. નેપોલિયન જે સમાજમાં ઉછર્યો તેજ સમાજના, તેટલાજ સુસજ્જિત અને તેટલીજ યોજનાના સૈનિકોની ત્હેને મદદ ન હોત; ભિન્ન સંસ્કૃતિના અને કમી દરજ્જાના સૈનિક સાથે ત્હેને કાર્ય કરવું પડ્યું હોત, તો ફ્રાન્સના ઇતિહાસમાં નેપોલિયનનું નામ સોનેરી અક્ષરથી લખાયું હોત કે નહિ એની શંકાજ છે. સુવર્ણાક્ષરમાં લખાયલો એક નેપોલિયન તૈયાર થવાને માટે સમાજમાં બીજા લાખો નેપોલિયન તૈયાર હોવા જોઈએ છે. સમાજનું ખરું સામર્થ્ય, સમાજનું ખરું ઐશ્વર્ય, સમાજની ખરી મહત્તા, એ સર્વ ઇતિહાસમાંથી અજ્ઞાત રહેનારા લાખો 'નેપોલિયન' પરજ અવલંબી રહે છે."

("જ્યારે સૂર્યોદય —" પ્રિયમતિ શુક્લ )

# જીવનપન્થે પ્રકાશ.

વીરપુરુષ હમ્મેશાં સામાન્ય મનુષ્યોથી વિરુદ્ધ પડીને જ કામ કરે છે; અને થોડા વખત સુધી તો સજ્જનોથી અને મહજ્જનોથી યે ત્હેને વિરુદ્ધ પડવું પડે છે. આમ બને તે કુદરતી છે; કેમકે સાહસિક અને વીર્યવાન્ નરનારીઓ પોતાનાં અન્તરની કો અણછતી ઊર્મિઓને વશ થઇને વર્તે છે; બહારનાં બન્ધ તેમને બાંધી શકતા નથી.

—એમર્સન.

જે કમાનની પેઠે દબાયલી રહે નહીં,
સોયની પેઠે છછેલ ધ્રુવ દાખવે સહી;
શ્વાનપુચ્છની પેઠે ન તાણી થાય સીધી જે
તે જ જાણવી સ્વતંત્રતાની શક્તિ ને મઝે.

—નર્મદ.

રાજ્યે અને સમાજે વ્યક્તિ પાસે પહેલી માગણી એ કરવાની છે કે "આત્મવિકાસ કરો"; નહિ કે, "આત્મભોગ આપો."

—કાર્લ પીઅર્સન.

આપણા દેશમાં હાલ મતાન્તરક્ષમા રાખવી એ ખાસ જરૂરનું છે; અને ખરી સ્વદેશભક્તિનું કામ છે. આપણો દેશ હાલ ઉગમણા અને આથમણા સુધારાનું મ્હોટું રણક્ષેત્ર થઈ પડ્યું છે, અને જ્યાં સુધી એ બંનેનું સમાધાન થયું નથી, ત્યાં સુધી જો આપણે મતાન્તરક્ષમા નહિ રાખીશું, તો પ્રજાઐક્યને તોડનારો મોટો કુસંપ આપણામાં એક નવો જ પેસનાર છે.

—નવલરામ.

ઍન્જેલસનો મહાન્ ચિતારો કહેતો કે પૃથ્વીનો સ્વર મારા કાનમાં હંમેશ રહે છે. પરિશ્રમના ફળવાળો, પ્રાચીન આદર્શવાળો તથા નવીન અભિલાષવાળો હિન્દભૂમિનો સ્વર પણ હિન્દીઓનાં જીવન સમજવા પ્રયાસ કરનારના કાનમાં નિરન્તર રહેવો જોઇએ.

—રમેશચંદ્ર દત્ત.

'कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धः'
પ્રભો! એ છે એકપક્ષી.
ગાવ, ગાવ ફરી એક વેળા
માનવજાતિની કલ્યાણગીતા, ઓ નાથ!
સર્વત્ર નિગૂઢ મહાસત્યની વેદઋચા કે,
'कालोऽस्मि लोकोन्नतिकृत्प्रवृद्धः'

—ન્હાનાલાલ.

એવી ધારણા થઇ ગઇ છે કે સૌન્દર્ય કેવળ કાલ્પનિક છે-મિથ્યા છે. એ જીવનની મરીચિકા છે એનું અસ્તિત્વજ નથી.

ઉપર આપણે કહ્યું તે પ્રમાણે સૌન્દર્ય એ માનસિક અવસ્થા છે. મનને જેને માટે ચાહના ઉપજે છે તેને તે સુન્દર માને છે. અનન્ત સમુદ્રની નીલિમા, સન્ધ્યાકાલીન આકાશની લાલિમા, અભ્રભેદી પર્વતોની શૃંગમાલા વિગેરે જોઇ મનુષ્ય ત્યારેજ એમને સૌન્દર્યમય કહે છે જ્યારે તેને સંસારના વૈભવથી વિરાગ અથવા અરૂચિ થઇ જાય છે. મૂકપ્રકૃતિની નિશ્ચલ શોભા ત્યારેજ તેના મનમાં એક એવી ભાવના ઉત્પન્ન કરે છે કે જેને માટે તે સદા લાલાયિત રહે છે.

પ્રકૃતિને સત્યનું બીજું સ્વરૂપજ સમજવામાં આવે છે. અર્થાત્ પ્રકૃતિના રાજ્યમાં જે કંઈ ઇન્દ્રિયગોચર થાય છે તેને સત્ય કહેવામાં આવે છે. જે ઇન્દ્રિયોથી અનુભવગમ્ય નથી તેને સાધારણ જન, સત્ય કહેવાનું સાહસ નથી કરતા. પરન્તુ એ સ્મરણમાં રાખવું આવશ્યક છે કે પ્રકૃતિનો અન્ત ઇન્દ્રિયગોચર વસ્તુઓમાંજ આવી જતો નથી. કેટલીક વસ્તુઓ પ્રત્યક્ષ રૂપથી આપણા પર પ્રભાવ પાડે છે ત્યારે કેટલીક અપ્રત્યક્ષ રીતિથી. એક જરા જીર્ણ રોગપીડિત મનુષ્યને સામે જોઇને કેટલાક લોકો ઘૃણાથી મોઢું બાજુએ ફેરવી દે છે પણ કેટલાક એવા પણ હોય છે કે જેના હૃદયમાં એવાં દૃશ્યોથી દયાભાવનો સંચાર થાય છે અને તેની સેવામાં તેઓ તત્પર થઈ જાય છે. એવા પણ કોઇક હોય છે કે જે આવા અસહાય અને દયાપાત્ર પુરૂષને જોઇ તેનું ચિત્ર દોરી લે છે. સંસાર તે ચિત્રને જોઇને મુગ્ધ થાય છે. બીભત્સ વસ્તુઓ જોઇને સાધારણ મનુષ્યનાં હૃદયમાં ઘૃણા અને ભયના ભાવ પેદા થાય છે. પણ તે સુદ્ધાં કવિતાનો પ્રધાન વિષય મનાયો છે. જેને બીભત્સ રસ, આલેખવામાં સફલતા મળી છે તેને કલાવિદોમાં ઉંચું સ્થાન મળ્યું છે. બીભત્સમાં સૌન્દર્યનું દર્શન કરાવવું એ કલાની કુશળતા છે. કહેવાનું તાત્પર્ય એ કે સૌન્દર્ય વસ્તુગત નથી પણ કેવળ મનની અવસ્થા છે. સૌન્દર્યનાં સ્પષ્ટીકરણમાં કલાવિદોનો ઉદ્દેશ મનુષ્યોની માનસિક અવસ્થાને ઉન્નત કરવાનો છે. સર્વ ધર્મનો એ ઉદ્દેશ છે. ગ્રીક લોકો કોઇક વખત ધર્મને 'સૌન્દર્ય' કહેતા.

યુરોપમાં પ્રાગૈતિહાસિક કાળનાં ચિત્રો મળ્યાં છે. સ્પેનની ઉત્તરે અલ્ટામીરા નામની પુરાણી ગુફાઓ છે, એની ભીંતો પર કેટલાંયે રંગીન ચિત્રો અંકિત કરેલાં છે. વિદ્વાનોનો એવો અભિપ્રાય છે કે એ ચિત્રોને ચિતર્યાંને હજારો વર્ષો વીતી ગયાં હશે, હવે વિચારવાનું એ છે કે એ ચિત્રો ચીતરવા માટે એ ગુફાના નિવાસીઓએ એટલો બધો પરિશ્રમ શા માટે ઉઠાવ્યો ? શું એમાં એમનો અન્ધ વિશ્વાસ હતો ? કેટલાક લોકોનો અભિપ્રાય છે કે પ્રાચીન કાળમાં મનુષ્યોની એવી માન્યતા હતી કે જે વસ્તુનું ચિત્ર તે ચીતરી રાખે તેને વશીભૂત થઇ જાય ! કદાચિત્ ચિત્રરચના, મૂર્તિપૂજાની માફક એમના ધાર્મિક વિશ્વાસનું પરિણામ હોય અથવા એ પણ સંભવિત છે કે લલિત કલાની દૃષ્ટિથી આનન્દ થાય છે માટે તે મેળવવા માટે એમણે એ ચિત્રાંકન કર્યું હોય. જે હો તે હો; પરન્તુ એમાં તો સંદેહ નથી કે જે વસ્તુઓનાં ચિત્ર એમણે દોર્યાં તેમની સાથે એમના ઘનિષ્ટ રક્તમાંસનો સમ્બન્ધ હતો. એનાથી એમની પ્રાણરક્ષા થતી હતી, યાને એનાથી એઓ એમનું શરીરરક્ષણ કરતા હતા. જેની સાથે એમનો સમ્બન્ધ હતો તેને કલ્પનાદ્વારા રેખાંકિત કરીને તેને પુનર્જન્મ દેવાનું તેમને માટે સર્વથા સ્વાભાવિક હતું. એ તો કલાનો એક માત્ર ઉદ્દેશ છે. વિશ્વની સાથે મનુષ્યનો જે સમ્બન્ધ છે-વિશ્વ, મનુષ્ય સન્મુખ જે રૂપમાં પ્રગટ થાય છે-વિશ્વની સામગ્રીથી એને

જે આનન્દ અને સંતોષ, સુખ અને દુઃખનો અનુભવ થાય છે તેને તે પ્રકાશિત કરવાની ચેષ્ટા કરે છે. એક અનન્ત વિશ્વપ્રકૃતિ નિત્ય નવીનરૂપ ધારણ કરીને ઉપસ્થિત થાય છે અને બીજું મનુષ્ય, વિશ્વની જ્ઞેય અને અજ્ઞેય શક્તિના આવર્તમાં પડીને એના રહસ્યોદ્ઘાટનની ચેષ્ટા કરી રહે છે. સદૈવ એ જાણવાને ઉત્સુક રહે છે કે વિશ્વ શું ચિજ છે? આપણો એની સાથે શો સમ્બન્ધ છે? જીવનની સાર્થકતા શી છે? માનવ જીવનની આ ભાવનાઓને વ્યક્ત કરવા માટે કલાની ઉત્પત્તિ છે. જીવનના સમ્બન્ધમાં કલાકોવિદની જેટલી અભિજ્ઞતા રહે છે, જે વિશ્વાસ રહે છે તે સર્વ પોતાના ચિત્રમાં તે પ્રકટ કરે છે.

ચીનની સભ્યતા ઘણીજ પ્રાચીન છે. પ્રાચીન કાળમાં પણ તે પોતાના કલાકૌશલ્ય માટે વિખ્યાત હતું ચીનની ચિત્રકળામાં એની વિશેષતા જ એની સંપત્તિ છે. અહીં આપણે એની વિશેષતાનો ઉલ્લેખ કરીશું.

યુરોપમાં લોકોની એવી ધારણા થઇ છે કે કલાનો જન્મ એ મનુષ્યની સાધારણ અનુકરણ પ્રવૃત્તિનુંજ ફળ છે, પરન્તુ એ ભ્રમ છે. એમાં સન્દેહ નથી કે અનુકરણમાં પણ એક જાતનું વિશેષ સુખજ છે. પણ જે સુખ સર્જનમાં છે તે સુખ અનુકરણમાં નથી. જે છે તેની નકલ કરવામાં મનુષ્ય, તૃપ્તિ નથી માનતો. એ એમ વિચારે છે કે એમાં મ્હારું કર્તૃત્વ ક્યાં? અમે તો જગતને તે દેવા ઇચ્છીએ છીએ કે જે અમારૂં છે.

યુરોપનાં ચિત્રો જોવાથી આપણને જાણ થાય છે કે ત્યાંના ચિત્રકારો પોતાના વિષયોને પૃથાની આંખ વળગાડે છે. પરન્તુ એથી શું આપણે એમ કહી શકીશું કે મઇકલ એન્જેલોએ શરીરવિદ્યાનું રહસ્ય જાણવા માટેજ પોતાના ચિત્રોની રચના કરી? ચિત્રોનો પ્રાણ આકૃતિ નથી. પરન્તુ આકૃતિમાં એના પ્રાણ રહે છે. આકૃતિ કેવળ એક ઉપાય માત્ર છે જે દ્વારા ચિત્રકાર પોતાનો ઉદ્દેશ વ્યકત કરે છે

પાશ્ચાત્ય ચિત્રોમાં પૂર્ણતા માટે ચિત્રકાર બહુ કાળજી રાખે છે. એથી ચિત્રની સર્વ વાતો ચિત્રમાંજ ખતમ થઇ જાય છે. પછી કંઇ શેષ રહેતું નથી પરન્તુ ચીનના ચિત્રકારને [illegible] પૂર્ણતાનો આદર નથી. એમનું કથન એવું છે કે જ્યાં પૂર્ણતા છે ત્યાં અન્ત છે, ને [illegible] મૃત્યુ છે. તેથી તેઓ સસીમનો સ્વીકાર નથી કરતા એથી ચીનના ચિત્રોમાં એટલું શૂન્ય સ્થાન રહે છે કે આપણી કલ્પના તેમાં નિર્બંધ વિચરણ કરી શકે છે. ચીનના ચિ[illegible]એ [illegible] કદી પણ નથી સ્વીકારી. એમણે ભગવાનની શક્તિને મનુષ્યની પ્રકૃતિમાં સ્ફુટ કરવાની આવશ્યકતા કદી પણ નથી સ્વીકારી. એમણે ભગવાનની કલ્પના, ગતિ અથવા શક્તિ રૂપમાંજ કરી છે. જીવનની અપરિવર્તનીય ગતિની અંદર જે નિત્ય નિયત પરિવર્તન થઇ રહ્યું છે તેને એ લોકોએ ગ્રહણ કર્યું છે. કોઇ કવિ જલપ્રપાતની શોભા જોઇ રહ્યા હોય એવું દૃશ્ય ઘણી વખત ચીનના ચિત્રોમાં જોવામાં આવે છે. જલપ્રપાતજ જીવનનું સ્વરૂપ છે. એમાં પ્રતિક્ષણ પરિવર્તન થયાંજ કરે છે. પરન્તુ બારીક દૃષ્ટિથી જોઇએ તો આપણી પ્રતિતી થાય છે કે જલધારામાં કંઇ પણ પરિવર્તન નથી થયું. આકાશમાં જેવી રીતે હમવશા ડામલ દેહધારી હમેનું દલ ઉડતું ચાલ્યું જાય છે તેવીજ રીતે આપણે પણ ભ્રમણ કરીએ છીએ. પણ આપણે શ્રાન્ત નથી થતાં યાત્રાના અવસાનથી અધીર નથી બનતાં.

ચીનની દૃશ્યાંકન કલા વિષે સ્વીડનના એક વિદ્વાને નીચે પ્રમાણે લખ્યું છે:—

If one wished to describe in one word the essential aim of Chinese landscape-painting, that word should be infinity. All that to the

artist is implied in that word of freedom from the fetters of the material world, of visionary suggestion, of contemplation of the hidden mysteries of nature reflected in his soul, flows as on under-current through the whole landscape in monochrome produced during the Sung period. These ladscapes are no mere representation of nature in the sense commonly attributed to this term, but impressionistic renderings of inner moods rather that of outward appearances. In them the *objective motive seems to sink completely into the peaceful depths of* the creative soul and to reissue brighter and stronger, replete with an inner life that is suggested by means of tone and rhythm.

એકજ શબ્દમાં ચીનની દશ્યાંકન કલાની વિશેષતા કોઈ કહેવા માગે તો તેને માટે તે શબ્દ 'અનન્ત ભાવના' છે. ચીનના દશ્ય ચિત્રોમાં એજ ભાવનાનો સ્રોત વહ્યા રહે છે અને જેના વડે સંસારિક બંધનોથી ઉન્મુક્તિ, કલ્પનાની અભિવ્યક્તિ અને અન્તરાત્માની વિશ્વચિન્તાનું ભાન થાય છે. એ ચિત્રોમાં પ્રકૃતિનાં બાહ્ય દશ્ય અંકિત નથી કર્યાં; અન્તઃકરણમાં એવું જે ચિત્ર સ્ફુરે છે તેજ એમાં પરિસ્ફુટ પામે છે. એના વસ્તુવિશેષનો ઉદ્દેશ આત્મામાં લીન થઈ જાય છે અને પાછો અન્તર્જીવનથી યુક્ત થઇ તે વિશેષ પ્રભાવિત થઈને ઉદ્ભુત થાય છે.

---

## અખંડ એક જ્યોતિ.

અખંડ એક જ્યોતિ, ઉરે સાજીને રહેતી,
જ્હેતી અલૌકિ જ્યોતિ, ઉરજ્યોતને જગાવી.
એ દિવ્ય જ્યોત નિહાળી ક્ર કંઈ મધુરતામાં લીન થતું,
બાકી ભાન એ પ્રભુ અંશમાં વણ ચિંતવ્યું તન્મય થતું
ઉર જ્યોતને જગાવી, અનુપમ પ્રકાશ પ્રેરી,
ઉર બ્હા જ્યોતિ એવી, પ્રિયતમ પ્રતીતિ દેતી.
ઉગમાં જડે છું એની, જીવન બધું હૃદયેથી
સ્વજનનાં ભેદ સર્વે, બધે ઉકેલી નાંખ્યે.
મોક્તિકથી ઉજ્વલી એ, માળા અનેક ગુંથે
ઉરાંકુંદક રજાથી, મોતી વીણી એ આણે
ન્હાની એ ઉર-દીવડી, સદા પ્રકાશી રહેતી
આલમે આભિહને યે, અજવાળે એનાં નૂરથી.
એવી અલૌકિ જ્યોતિ સદા પ્રકાશી રહેતી.
ઉરે સાજીને રહેતી, સ્નેહલ સ્નેહ જ્યોતિ.
સુપ્રકાશ કેવલ શાન્ત ને ચૈતન્ય અર્પી પાડવે
એમ આધિ સંગત અસ્ત કરનાં નિભિડપટ મંડલનો
એ દિવ્ય સ્નેહ જ્યોતિ અનુપમ પ્રકાશ દેતી —
પ્રિયતમ રસીલી જ્યોતિ, રસ લ્હાણ સૌને દેતી.

ધીરૂ ઉમરવાડિયા.

# તે.

લખનાર: "શકુન્ત"

સ્નેહ ને સંસારથી વંચિત થયેલ સુમનકુમાર ગિરનારના ગુફાપ્રદેશમાં આવી રહે છે. ત્હાં રહેનાં કોઇ પરોપકારી દંપતી ત્હેને આતિથ્ય આપી આશ્વાસે છે. ને પોતાને ત્હાં અતિથિ તરિકે રાખે છે. દિનપરદિન સુમનની મનોવ્યથા વધે છે. તેથી પાડોશની એક ગુફામાં ત્હેનો વાસ કરી આપે છે.

## પ્રવેશ ૧.

**સમય ને સ્થળ:** ગિરનારની ગુફામાં એક સન્ધ્યા.

**પાત્રો:** સુમનકુમાર ને પાંગળી બાળા.

( ગુફાના દ્વાર ખખડે છે. )

**સુમન** (સ્વગત)

કોણ છે એ ?
વનેવન દાવાગ્નિ સળગે છે,
અંધકારના જૂથ જામ્યાં છે,
શિખરો પર સિંહ ગર્જે છે
ને વાયુનો પ્રખર પ્રહાર
વૃક્ષવૃક્ષને તોડી
દાવાગ્નિ સિંચનો ઘૂમ્યા કરે છે
ત્હારે કોણ છે અહિં ?

( દ્વાર ઉઘાડે છે )

એતો દૂર વસતા જનપદની ઘેરી ઘેલણુ.
ન્હોતરવા આવી છે મ્હને,
કુમારી પરણતા હશે……
પણ એનો દ્વેપબન્ધુ મનુજે મોકલેલીને ?
મનુજોની એ તો સરમા*
કહ્યું હશે "જાણજે સુમનના ભાવ"
પણ કોણે પરખ્યાં છે હૈયાનાં હીર ?
ને સ્નેહ તો ભ્રષ્ટ થાય
જગતના જાણવાથી યે
તો હું યે એજ વેદ ઉત્તર વાળીશ:

मिथ्यागतासि सरमा।
પણ હા! શી જગતની દ્વેષગતિ ?
ક્યાં ક્યા પાડવે છે એની ઘેલણુ ?
મ્હેં લોકમાનનો દરિયો વટાવ્યો,
મનુજીવનની સાર્થકતા ત્યાગી,
સેવાનો સન્માર્ગ છોડયો,
સ્નેહીઓનાં રૂસણાં કીધાં
ને ત્હેના તુંકારે
જંગલનો શેખ લીધો.
વનના ઊંડાણે જોયાં
પશુ પક્ષીઓનો સાથ જોડયો;
જલ-વાયુના અંતરાયો ભેદ્યા;
કાલમહાસાગર કૂદ્યો
ને અગ્નિના ઓવારા કીધા.
ભુતપ્રેતોને જગાડયા ચોકી કરવા
ને બેઠો હું ગિરનારની ગુફામાં
શૂન્યતાનો અવધૂત થઇ;
જાણે ષડ્રિપુનો વિજેતા,
વનવનનો નૃસિંહ.

(શાન્ત પડે છે. પુનઃ દ્વાર ખખડે છે. )

વનની કોયલ બોલી કે શું ?
જાણે કુમારીનોજ કંઠરવ.

* સરમા: _ અધઃભાગથી હરણ થયેલ ઉષાની શોધમાં નીકળેલી કુતિ

ગુજરાતની કોયલ છે તે.
કંઠે એના સંગીત ઝરે છે.
મ્હેં યે પીધાં હતાં એ ગીત-ટહુકાર
ને વનની કોકિલોએ પણ.
પણ કુમારી બોલાવે છે મ્હને.

(દ્વાર ઉઘાડે છે. ફૂલાદિ લઇ બાળા પ્રવેશે છે.)

વનની કોયલ બોલી બ્હેનાં !
કુમારીની તે તો શિષ્યા છે
કુમારી આજ પરણે છે બાલા !
જો કોયલ ગીત ગાય છે.
ગાઇશ તું યે કાંઇક ?

**બાળા:**

કુમાર, કોયલ તો આંસુ સારે છે,
ત્હમારી કુમારીનાં જેવાં.
કોણ કહે છે કુમારી પરણે છે ?
પણ ભાલણને દીઠો હતો ક્યાંય ?

**સુમન:**

ભાલણ ? ભાલણ કોણ ?
છેતરે છે મ્હને.
તું કોણ ?
સરમા છે આતો.

(મૂર્છિત થાય છે. બાળા ત્હેની સુશ્રૂષા કરે છે.)

પ્રવેશ ૨

**સમય ને સ્થળ:** ફૂલકુંજનું કુરતું સ્હવાર.
**પાત્રો:** સુદા અને બાળા

**સુદા:**

કહે છે 'જગતમાં ન જડે તે જંગલ આપશે'
એ શું સાચું હશે ?
ભણેલાઓ તો ભમાવે છે જગતને;
સૌ કોઇ ફાવ્યું ફાવ્યું કહે.
જગત ત્યજી જંગલ વેઠ્યાં સુમને
ને દેહયાત્રાયે પૂરી કરશે અહિં.
કાં ન મળ્યું—તો શોધે છે વ્યાંય તે.
ને કહેકે 'છે ભાવના તેવી સિદ્ધિ',
ન સાધી સુમને તો કહીએ;
ને મ્હારાયે મનના ઉદધિ
ક્યાં છીછરા હતા જે ?
પણ મને તો મળ્યું તે.
વર્ષો વીત્યાં એ વાતને...

(સ્હેજ દૂરના કુંજવૃક્ષપરથી બાળાનો
ટહૂકાર સંભળાય છે.)

વસન્તના વ્હાણે હો,
ફૂલડાંને ક્યારે અલિ !
નયણાંના પન્થે હો,
ઉષા, પ્રિય, આવ્ય સખિ

**સુદા:**

બાળા બોલી એ તો.
જાણે ઉષાની સ્નેહસહીયર !
શા બાલયૌવનનાં ચમકાર ;
ઉષાને ન્હોતરે છે એ,
વસન્ત ફાગનાં લોભથી !
ખેલ સખિરી ! ખેલ !-
બાલ-યૌવનનું પ્હરોડિયું તો ટુંકું છે.

(સમીપ જઇ)

ક્યાં ક્યાં કૂદે છે આ ?
યૌવનની આશા સમોવડી ?
હું કૂદતી વૃક્ષ વૃક્ષે.
ને તે પણ કૂદતો
વૃક્ષની ડાળીડાળીએ.
કેવા રઢિયાળા તે દિવસો !
જાણે હમણાજ ન બન્યું હોય !
પણ ઉડી ગયાં તે,
આશાના પિંજરો
ને ભાવના કળશો
ક્યાં ક્યાં જતા રહ્યા એ ?
ને તે પુરૂષ-રત્ન !
દેવપુરીનો તે દીપક હતો.
સભાઓનો સરદાર હતો.
શા થયા ત્હેના હાલ ?

સુજનજીના ભારતમાં
ન્હોતા ધાર્યાં અંધ આચાર-વિચાર.
દશે દિશ દાવાનલ જોઉં છું,
જગતમાં ભડકા ઉઠે છે જાણે.
આત્માની આહુતિ અપાય છે.

માલતીઃ શિખવશો એની સુધારણા ?
જગતને નહીં તો મ્હને ?
માંડીશું પછી ધર્મ-સ્થાપના નવાપંથની

સુરેશઃ જતો રહ્યો તે જગદ્ગુરૂ.
તેનું ન સાંભળ્યું
તો આપણું કોણ સાંભળશે ?
સૌનેય કહેતો તે
કે લગ્ન દેહનાં નહીં પણ આત્માનાં છે.
બ્હાલ બ્હાલથી પોષાતી મ્હમારી લગ્ન રીતિઓ
તે લગ્ન નથી પણ દુરાચાર છે.
દિલના ઐક્ય વિનાનો સમ્બંધ
એટલે દુરાચારની પરમ અવધિ.
પૂર્ણ પરિચય વિનાની લગ્ન ગ્રંથિઓ
કિયા શાસ્ત્રે પ્રમાણી નીતિ રૂપે ?
ને સ્નેહના મહા રાજ્યમાં
કિયા દેવે કહ્યું
કે જ્ઞાતિ અંતરાય છે !
પૃથ્વી એક છે, ને સૂર્ય પણ એક છે.
પ્રેમ ને પરમેશ્વરને તો માલતી !
સૌ કોઇ એક સરખાં.
આત્મચોરોના શાસ્ત્રો ભલે કહેતાં હોય
પણ દેવના તો આદેશ છે કે
આત્મા ઓળખે તે નીતિ,
ને ન ઓળખે તે અનીતિ.

માલતીઃ
પણ સંસારગુંથી લગ્ન-ગ્રંથિ
કે શાસ્ત્રપ્રમાણિત લગ્નસમ્બંધ
ને વડિલશાસિત જોડકણાંઓ
સ્થપાયા પછી કાંઇ તુટે ?

સુરેશઃ
એકજ અપરાધથી અપરાધી રાખશો ?
ચોરને કહેશો "જીવનભર ચોરી કરજે;
અમ્હારા શુક્લબ્રહ્માંડમાં
ત્હારે કાજ સ્થાન નથી ?"
કિયું શાસ્ત્ર બોલે છે, અહિંયાં ?
કઇ બુદ્ધિ વિચારે છે ?
મનુષ્યનો આત્મા ઓળખે
કે લગ્નગ્રંથી જુદી છે.
તોય શું બાંધી રાખશો ત્હેને ?
ને કોણે રચ્યાં એ લગ્ન ?
એ તે પિતાઓનાં લગ્ન
કે વર કન્યાના ?
સમાજનાં કેટલાંક છિદ્રો ઢાંકશો ?
કોણે કહ્યું કે પુનર્લગ્ન એ પાપ છે ?
પુરૂષ ને સ્ત્રી,
જગતના ઉભય અંગ—
સમાન શક્તિ ને ભાવવાળાં.
પુરૂષ સમભાગી સાથ શોધે.
સ્ત્રીને આત્મા નથી ?
દેહ કે હૃદય નથી ?
પુરૂષ તો સબળ છે.
સાથ વિનાય તે તો જીવે.
"અબળાને સાથની નહીં જરૂર."
કયું શાણપણું બોલે છે ?
ને હૃદય હૃદયનું મિલન ન થાય
એમ કિયા સન્ત જનોએ કહ્યું ?
સ્ત્રી પુરૂષની પવિત્ર મૈત્રી—
ન સંખાય શાસ્ત્ર-પુરાણોથી.
પણ કોણે રચ્યાં તે શાસ્ત્રો ને પુરાણ ?

ને માલતી !
આકાશે-ઉદય નથી પણ અસ્ત છે.
બ્રહ્માંડના પાયાઓ ડોલશે,
અસત્ય ને દુરાચારના પંથ સ્થપાશે;
ભારતમાં કળીયુગ પુરો મંડાશે હવે;
આત્મા કરમાય છે મ્હમારી કુંજોમાં.
હૃદયમાં દયા નથી,

| | |
|---|---|
| શાસ્ત્રોમાં ભાવના નથી. | ને જગાવ ત્હારી આહાલેક. |
| હશે બીજી અધર્મની અવધિ? | ભારતની શેરી શેરીઓમાં. |
| અંધકારના ઓછાર દેખું છું માલતી? | વનના યોગીઓતો ગયા; |
| નર્કની ગલીઓ રચાઈ... | શેરીઓનો યોગી તું થા. |
| માલતીઃ ન બોલ્ય! અતેશ! એમ ન બોલ્ય. | ને આત્માની આહાલેક જગાવ. |
| માંડ ત્હારું આસન. | ફરી રહીશ ત્હારી સમીપ હું. |

---

# પ્રાસંગિક નોંધ.

## બ્રિટિશ સ્ત્રીઓ.

કેટલાક સ્વર-ઉચ્ચાર પોતાને માટેજ થાય છે-બીજા માટે નહિ. કોઇક મકાનમાં પધારે છે ત્હારે આબાલ, વૃદ્ધ-સ્ત્રી લોકોઇ આનંદે આનંદે કૈંક કૈંક ઘોષણા કરે છે, પણ તે મહાજન કાંઈ બધાજ ઉચ્ચાર સાંભળતા નથી. અમ્હે જાણીએ છીએ કે આ સંદેશ ઉદ્ગાર પડવાનો નથી છતાં ઉપર કહેલ વૃત્તિને આધીન થઈ અમ્હે તે જણાવીએ છીએ. ના. લોર્ડ રીડિંગ હિન્દના વાઇસરોય તરિકે નિમાયા ત્હારે હિન્દમાં તેઓ શું કરી શકે એ વિષય ઉપર જે. સિ. વેજ્વુડે એક વિચારપ્રધાન લેખ બહાર પાડ્યો હતો. તે કુશળ લેખકે વાઇસરોયની નવી ફરજોમાં નડતી અડચણો જણાવી છે. અમ્હને લાગે છે કે લેખક વિષયના બે ભાગ પાડે છે હિન્દુસ્થાનની રાજતંત્રની માંગણી અને બીજી પ્રજાઓ જેવા એક સરખા હક્ક. આ મહત્વના પણ કઠિણ વિષયને ચિંતાભરી રીતે ઉકેલવાની ફરજ અમ્હારી નથી. ના. વાઇસરોયની છે. તેથી અમ્હે એકજ વાત ઉપર ઉડતી નજર ફેંકીશું. બીજા વિભાગમાં લેખક જણાવે છે કે હિન્દુઓને બીજા દેશો જેવી સમાનતા આપવાના કામમાં બ્રિટિશ સ્ત્રીઓ વિઘ્નકર્તા થઇ પડશે. લેખક કહે છે કે અંગ્રેજ પુરૂષો તો પોતાના કામકાજમાં એટલા બધા પરોવાયેલા હોય છે કે એ વિસ્તાર વાત કરવાની અથવા કોઇને ધિક્કારવાની નવરાશજ એમને હોતી નથી. હિન્દીઓ તરફના પોતાના તિરસ્કારને વિવેચનભરી રીતે કહેનાર તો બ્રિટિશ સ્ત્રીઓ છે. જે પ્રજા સાથે પોતાની જીંદગી વિતાડવાનું દુર્ભાગ્ય ત્હેમને પ્રાપ્ત થયું છે ત્હેમની રીતભાત, અનીતિ, અપ્રમાણિકપણું અતિશય જુઠ્ઠાણું, નિર્દયતા, બેવફાઈ વિ. દુર્ગુણો વિષેની ચર્ચા ત્હેમની વાતોમાં પ્રાધાન્ય ભોગવે છે. એથી ત્હેમના પુરૂષો માનુષિક રીતે વરતી જાય જેથી વારંવાર તેમને તેઓ ટકોરે છે.

બ્રિટિશ સુન્દરીઓ વિષે આ વાત સાચી છે કે નહિ તે તો એમની સાથે વસનાર, એમના દેશબંધુ વેજવુડ જાણે; પણ જો વાત સાચી હોય તો તે વિષે કંઇક વિચાર કરવો પડે છે. આપણે જોઇશું કે એક દેશના લોકો અને તેમાં વિનય, અને સહનશીલતા, દયા અને વિશાલહૃદયતાની મૂર્તિઓ સમી, દેવકાની સુન્દરીઓના હૃદયમાં એક દેશના લોકો તરફ આ તિરસ્કાર-મિ. વેજવુડ કહે છે તેમ દ્વેષ-ક્યાંથી-શાથી પ્રવેશ પામ્યો? આના ઉત્તર માટે અંગ્રેજી સલ્તનતની સત્તાના ઇતિહાસની શરૂઆત તરફ દૃષ્ટિ કરવાની જરૂર પડે છે. પોતાના અધિકારની છાપ પાડવા માટે આરંભમાં દરેક વ્યક્તિ કે રાજસત્તાને "જરા જોર"થી કામ કરવું પડે છે. આજ કારણથી Non regulation

ની પદ્ધતિ સ્થાપીમાં આવી. આ પદ્ધતિ પ્રમાણે અધિકારીઓની સત્તા વધારે—અને ન્યાયનીતિના પ્રસંગો ઓછા. ગમે તે પ્રકારે રાજ્યનું હીત જાળવવું એ અમલદારોનું લક્ષ હતું અને તેમ કરવામાં તેમને સંપૂર્ણ છૂટ મળતી. એ છૂટને લીધે લોકોમાં અમલદારોનો પ્રભાવ જામવા માંડ્યો. અને ધીરેધીરે એવો પ્રસંગ આવ્યો જ્યારે રવીન્દ્રનાથ ઠાકુર કહે છે તેમ પૂર્વે દેવ-દેવતાઓને જે અર્ધ્યાદિ અર્પાતાં તે હિન્દના લોકોએ બ્રિટિશ અમલદારોને ધરાવવા માંડ્યા, અને પુરૂષોની સઘળી વસ્તુઓમાં સ્ત્રીઓનો તો અર્ધો હિસ્સો હોય છેજ એટલે ત્યારથીજ સુન્દરીઓના મનમાં એમ શરૂ થયો કે પૃથ્વીવાસી રૂપી આ હિન્દીઓમાં પોતે સ્વર્ગની દેવતાઓ છે. આ ભ્રમને હિન્દના આતિથ્ય ગુણે પોષણ આપ્યું, અને હિન્દની ભાવિક પ્રજાએ સ્વમાનના ભોગે પણ અતિથિઓનાં મન જાળવ્યાં અને આજે વેજ્વુડને કહેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો કે લોર્ડ રીડિંગ હિન્દને સ્વરાજ્ય અપાવે—તો પણ બ્રિટિશ સ્ત્રીઓની મનોસ્થિતિ તો તેઓ બદલી શકશે નહિ. લોર્ડ રીડિંગ હિન્દને સ્વરાજ્ય અપાવશે કે નહિ એ વાત અહિં અસ્થાને છે. આપણો પ્રશ્ન એ છે કે લોર્ડ રીડિંગ આ અનિષ્ટ મનોસ્થિતિ બદલી શકે નહિ ?—અને અમ્હને તો લાગે છે કે ના. વાઇસરોય તે સહજજ કરી શકે એમ છે. જે કારણને લીધે બ્રિટિશ અમલદારો અને બ્રિટિશ સ્ત્રીઓના મનમાં આવા અનિષ્ટ વિચારો ઉદ્ભવવા પામ્યા તે કારણનો નાશ કરવો એ તેનો ઉપાય છે. એ ઉપાય એટલે બ્રિટિશ અમલદારોને જે સત્તા આપવામાં આવી છે તેના ઉપર હિન્દીઓનો અંકુશ. અમ્હે ના. વાઇસરોયના કારોબારી સલાહ આપનાર નથી એટલે તેઓ આ વિષયમાં કેવી વ્યવસ્થા કરી શકે એનો સક્રમ વિચાર કરવાની અમ્હને આવશ્યકતા નથી. તો પણ એક વાત નોંધવાનું મન થાય છે. મુખ્યત્વે હિન્દી પ્રજા એટલે ખેડૂત વર્ગ. ખેડૂત વર્ગનું કામકાજ જીલ્લાના અધિકારીઓના હાથમાં હોય છે. અને અમ્હે માનીએ છીએ કે અભણ ખેડુતોની સૃષ્ટિમાંજ અમલદારોની સત્તા વધારે નજરે પડે છે. ખેડુતોનું અજ્ઞાન અને નિર્ધનતાને લીધે કંઇ કારણથી જીલ્લા અમલદારના હાથે ત્હેમને અન્યાય મળ્યો હોય તો પણ ઉપરી અમલદારને અરજ ન કરતાં તે અન્યાયને તેઓ સહી લે છે. આવા કારણોથી જીલ્લા અધિકારીઓ ઉપર જીલ્લાના પ્રતિષ્ઠિત ગૃહસ્થોનું માનદ મંડળ નિમાય અને અધિકારી સામેની ફરિયાદોનો તે મંડળ ચૂકાદો આપે તો એક મોટા, ઉપયોગી, ગરિબવર્ગને ન્યાય મળવાનો સંભવ વધારે રહે અને અમલદારો અથવા બ્રિટિશ સ્ત્રીઓના મનમાં જે ભ્રમ પેસી ગયો છે તે નિવારી શકાય અને ના. લોર્ડ રીડિંગ હ. વેજ્વુડની શંકા ખોટી ઠરાવી શકે. (સરકારી અમલદારો અથવા બ્રિટિશ સ્ત્રીઓને પોતાની સત્તાના ઘટાડા વિષે ચિન્તા કરવાની જરૂર નથી કારણકે અમ્હે જાણીએ છીએ કે ના. વાઇસરોયને આ સૂચનાની જાણ નહિજ થાય કારણકે અમ્હારા ગ્રાહકોનું લિસ્ટ જોતાં જણાય છે કે ના. લોર્ડ રીડિંગનું નામ તેમાં નથી અને એની નકલ તે નામદારને અમ્હે નહિ મોકલીએ એટલી અમ્હે ત્હેમને ખાત્રી આપીએ છીએ.!!)

## નવો તારો.

કવિ કહે છે કે "મંડાયાં ગ્રીસ કે રોમ, આજનાં કો મહાપુર
તે પહેલાં કાલને પેટે મંડાયું હસ્તિનાપુર—"

આ ગૌરવમાં રાચતા સંતોષી કવિઓને આ વાતમાં આનંદ આવશે પણ આ સંસ્મરણથી [illegible] કરતાં રાષ્ટ્રનો મેરો નાદ વિચાર ગુર્જરમાં વધારે વાર પહોંચે છે અને ગ્રીસ-રોમ તો રહ્યાં [illegible] પણ નથી પામ્યા તે દેશોનું અગ્રપદ સ્વીકાર્યું એ ખરેખર! શોચનીય છે. આ

કારણથી આપણને વધારે શરમાવતો એવો એક પ્રસંગ આપણી સન્મુખ ઉભો છે. ટોકિયોના મિ. કે. શિગેરૂએ એક નવો તારો શોધી દુનિયાના વિજ્ઞાનમાં જાપાનનું સ્થાન નક્કી કર્યું છે, જ્યારે આપણે હિન્દીઓ અર્ધમપત્તિના સિતારામાંથી હજી પરવાર્યા નથી. એક એવો સમય હતો જ્યારે હિન્દ એજ જગત છે એમ મનાતું. પરન્તુ આજે પણ તેજ મત કાયમ રાખવો અને તેમને લીધે રૂઢ કરેલી સંસ્થાઓ અને રીતિઓ નીભાવ્યા કરવી એ સમયના પ્રભાવને ન પિછાનવા જેવું છે. દુનિયામાં હિન્દ આજે એકલું નથી. જંગલમાં વસતા સન્યાસીને અમુક રીતિઓ ભલે ઉચિત હોય પણ શહેરના નિવાસીને પડોશીઓના જીવનાનુસાર રીતિઓ ખોળવી પડે છે અને તેમાજ તેનું શ્રેય છે. જાપાન આ વાત શિખી શક્યું. તેથી ન્હાનકડું જાપાન-બાળક જાપાન આજે મનુષ્ય જીવનના બધા અંગોમાં સર્વોપરિ નિવડયું છે વયશાળા હિન્દને જાપાનના ઇતિહાસમાંથી ઘણું શિખવાનું છે. એ વાત સત્ય છે કે હિન્દ વૃદ્ધ છે પણ અરવિંદ બાબુ કહે છે કે માણસ પેઠે પ્રજાને પણ ઘડપણ તો આવે છે; પણ એક ઘડપણમાં ફેર એટલો છે કે માણસ ફરી જુવાન થઈ શકતું નથી. (આ શકભરી વાત છે) જ્યારે ઘરડી પ્રજા જુવાન થઈ શકે છે. ઘરડું હિન્દ જુવાન ક્યારે થશે?

## સ્મરણોની લ્હાણુ.

"માણવું ન્હેતું સ્મરણ કરવું એય છે એક લ્હાણુ." ઇ. સ. ૧૯૧૯ ના એપ્રિલની ૨૬મીએ મિ. હોરનીમેન દેશપાર થયા. તે પ્રસંગના બે વર્ષ પછી હિન્દી પ્રજા તે હિન્દમિત્રનાં સ્મરણની લ્હાણુ ઝીલી રહી છે. તે ભૂતવિગત યાદ આવતાં અમેરિકન સોસ્યાલિસ્ટ મિ. ડેબ્સ વિષે પ્રખ્યાત ઇતિહાસકાર મિ. એચ. જી. વેલ્સના શબ્દો સ્મરે છે: "Liberty Enlightening the World" & behind it Debs in Prison! I cannot understand America & I am afraid to come over & examine the paradox on the spot. મિ. હોરનીમેનની રાજકીય પ્રવૃત્તિ વિષે અભિપ્રાય આપવો એ અમ્હારૂં કાર્ય નથી. પણ એ વિષયમાં અમ્હારો મત ગમે તે હોય તો પણ એ મહાપુરૂષ તરફની આ દેશની અનન્યથા અણઅનુભવી એવી સ્નેહભક્તિ ખરેખર અનુપમ છે એમ કહેવાઇ જાય છે; અને તે અવસરે કોઇને ઇઝરાયેલ ઝેંગવિલના શબ્દો ટાંકવાનું મન થાય એવું છેઃ

"I regret exceedingly that though I am constantly coming upon references to the martyrdom of Eugene V. Debs, I do not know what particular act of righteousness has landed him in gaol. But from the admiration which he has excited in the breast of many Americans whom I admire I have an uneasy suspicion that he ought to change places with his judges." પરન્તુ અમ્હને તો લાગે છે કે મિ. હોરનીમેનને દેશપાર કરવામાં ના. સરકારનો દોષ કારવાપણું નથી. "To punish a social servant for standing by his principles is a historic mistake -the world has made many such-એ કૃત્યનું કારણ અંગ્રેજ રાજ્ય નથી-આપણા હિન્દુ રાજાઓના વખતનાં પણ એવુંજ હતું. અમેરિકા, ફ્રાન્સ, ઇંગ્લંડ-બધા દેશોની પણ એજ કથા છે. જ્યાં જ્યાં સ્વતંત્ર અમલદારોની એકહથ્થુ સત્તાની સામે પ્રજાની સર્વદેશી સ્વતંત્રતાનો પ્રશ્ન આવે છે ત્યાં ત્યાં આવી વસ્તુ સ્થિતિ સ્વભાવિક છે.-ત્યાં ત્યાં.

"Another heart behind the bars,
Another God in jail."

એ ઘટના અનિવાર્ય છે. ખરી વાત તો એ છે કે આવા પુરૂષો પૃથ્વી ઉપર ખરા સમય પ્હેલાં જન્મી પડે છે!

## કળાનો ફકિર.

એમરસને આપણા જગતને defining, result loving, machine-making, opera-going કહ્યું છે. માણસનો નિતરોજનો કેટુ અનુભવ આ વાતની અહર્નિશ પ્રતીતિ કરાવેછે અને તે છતાં એ વાત તો સાચી છે કે લાખો નિરાશામાં આશાનું એકાદ કિરણ તો હોય છેજ—એમાંજ આપણે પ્રભુની દયાનું ભાન કરીએ છીએ—ઉપર કહેલ વિચારને પુષ્ટિ આપતી એક બીના થોડાજ વખત પર બની. આમ તો—રોજના અનુભવ ઉપરથી તો—લાગે છે કે ભાવના અને કળાના રાજ્ય અસ્ત પામ્યાં છે અને અર્થવાદનો જમાનો મંડાયો છે; વિદ્યા દેશવટો ભોગવે છે અને લક્ષ્મીનાં શાસન અનુસરાય છે. પણ એવા જમાનામાં પણ વિદ્યાવિશ્વાસી કોઇક કોઇક કળાના ફકિરો નજરે પડેછે ત્યારે લાગે છે કે ના, માનવ જાતિ માટે નિરાશ થવા જેવું તો નથી જ. ન્યુયોર્કમાં આવો એક કળાનો ફકિર જાણમાં છે—તે મિ. હેનરિ હન્ટીંગ્ટન. જ્યારે માણસો, વિદ્યા, સ્નેહ, માનવભાવ—સર્વને દ્રવ્ય ખાતર વિદાય દેવા તૈયાર થાય છે ત્યારે આ સાહિત્યવિલાસી સંતે "ગટનબર્ગ બાઇબલ"ની એકજ પ્રત માટે ૫૦,૦૦૦ ડોલર આપ્યા હતા. અત્યારે "વિનસ એન્ડ એડોનિસ"ની માત્ર એકજ પ્રત માટે એણે ૭૫,૦૦૦ ડોલર જેવડી મોટી રકમ આપી છે. મનુષ્ય જાતની કઠણ ભેખડોમાંથી આવા મૃદુલ કોઇક કોઇક સૂરો સંભળાય છે ત્યારેજ આપણને લાગે છે કે પ્રભુ કળીયુગમાં પણ સતયુગનાં ભણકારનો અનુભવ કરાવે છે ખરો. અર્થવાદનું હિમાયતી ગુજરાત આની નોંધ લઇ શકશે? અને પોતાની વેલો ઉપર વિકસતા સુન્દર પુષ્પોની ખરી કિમત આંકતું થશે?

૨૩–૫–૨૧ —બ.

# જીવનપન્થે પ્રકાશ.

હા ! પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે,
પાપી તેમાં ડુબકી દઇને પુણ્યશાળી બને છે;
રાજ્યોથી કે જુલમવતી કે દંડથી ના બને જે
તે પસ્તાવો સહજ વહતાં કાર્ય સાધી શકે છે.

રાજકીય કે સંસારી–સર્વ વિષયોમાં ત્રુટી થયા પછી કોઈ પણ સંબંધને નિભાવી રાખવો એ અશક્ય છે. ત્યારે જીવનની સંપૂર્ણતાજ જતી રહી હોય છે. કૃત્રિમ સબંધ નિભાવી રાખવામાં અંતરાત્મા શંકાશીલ થઇ થઇ પાછળ નજર કરે છે.

—જ્યોર્જ ઇલિયટ.

અશક્ત અવસ્થા કે ગરિબાઈ પાપનાં જ પરિણામ હોય છે એવું નથી; અને તેથી એટલીજ દૃષ્ટિએ ત્હેને તિરસ્કારવાં એ અન્યાય છે.

—ડિ. ક્વિન્સી.

ગર્ભને તોડી પાડવો એ જેટલું પાપ છે તે કરતાં પણ મનુષ્યમાં રહેલી મહાશક્તિઓને વધતી અટકાવવી એ વધારે પાપ છે.

—પઢિયાર.

જડતામાં જીવન નથી; જડઅભિપ્રાયો પણ જીવન હીણો બને છે. સત્યતાની પ્રતીતિ થતાંજ આપણા અભિપ્રાય બદલવા આપણે તૈયાર થવું જોઇએ.

—મા. ઓરેલિયસ.

નીતિશાસ્ત્રીઓ બોધ આપે છે કે દરેક માણસે પાડોશીને સુધારવા પ્રયત્ન કરવો જોઇએ. કોઇને પણ સુધારવાની મ્હારામાં શક્તિ હોય તો તે વડે હું મ્હારી જાતને જ સુધારૂં.

—આર. એલ. સ્ટિવનસન.

ચારે તરફની વસ્તુથી તારાં કદિ બ્હીતા નથી;
જે જે જુએ છે ચીજ નજરે તે થકી બ્હીતા નથી;
વળી બાહ્ય વસ્તુથી કદિ શાંતિ મળે કે ના મળે,
આનંદ કે સહાનુભૂતિની તેમને પરવા નથી.

—સ્વામી રામતીર્થ.

હસો એટલે તમારી સાથે આખી દુનિયા હસવા લાગશે, પરન્તુ જો તમે રડશો તો તમારે એકલાને જ રડવું પડશે. કારણકે આ સનાતન સંસારને માત્ર આનંદનીજ જરૂર છે; શોક તો તેની પોતાની પાસેજ પુષ્કળ વધ્યો છે. આનંદ મંદિરમાં પુષ્કળ માણસો અને અમીર ઉમરાવો માટે જગ્યા છે, પરંતુ સંકટની સાંકડી ગલીઓમાંથી તો આપણે દરેક જણ એક પછી એક નીકળીને નાસી જઇએ છીએ.

—ઇલા વ્હીલર વિલકોક્સ.

रसो वै सः ।

# ચેતન



## સુખ દુઃખ.

દુઃખ સુખ આવે રે તે સ્હેજો:
માજીના ચરણ કમલમાં રહેજો:
દુઃખ સુખ આવે રે તે સ્હેજો.

સુખડાં તરતાં રે રૂડાં છે:
દુઃખડાં પાછળ રે ઊંડાં છે:
માજીના ઊંડા રૂડા સન્દેશ
દુઃખ સુખ આવે રે તે સ્હેજો.

સુખડાંની શોભા રે સુલભ છે:
દુઃખડાંના હેતુ રે ગહન છે:
માજીના ગહન સુલભ આદેશ
દુઃખ સુખ આવે રે તે સ્હેજો.

મા ! તુજ ચરણ કમલમાં રહેશું,
દુઃખ સુખ આવે તે મા સ્હેશું.

—ન્હાનાલાલ.

પ્રકાશક:
ભટ્ટ લાલભાઈ ઉમરવાડિયા.
ચેતન કાર્યાલય, ગોપીપુરા-સુરત.

તંત્રીઓ:
ભટ્ટ લાલભાઈ ઉમરવાડિયા.
વિજયરાય કલ્યાણરાય વૈદ્ય.

વાર્ષિક લવાજમ:
સહાયક વર્ગ: રૂ. ૧૦. (અથવા વધારે).
વર્ગ બીજો: રૂ. ૪. (પોસ્ટેજ જુદું).
છૂટક નકલના આઠ આના.

૧

# જુન ૧૯૨૦ થી મે ૧૯૨૧ ની અનુક્રમી.

| માસ. | લેખક. | વિભાગ. | વિષય. | પૃ' નં. |
|---|---|---|---|---|
| જાન્યુ-ફેબ્રુ. | રા. 'નર્મદ' બી. એ. | ગ્રંથાવલોકન | અરવિન્દ ઘોષનું તત્વજ્ઞાન | ૩૬૦ |
| ઓક્ટોબર | ,, નાગર ઇ પટેલ | ગદ્ય-કાવ્ય | કવિકુલની ભૂલ. | ૧૯૫ |
| જુલાઈ | ,, ન્હાનાલાલ કવિ, એમ. એ. | કાવ્ય | સ્મરણોના ભણકાર, | ૪૧ |
| જાન્યુ-ફે. | ,, ,, | ,, | તાજમહેલ | ૩૨૭ |
| મે. | ,, નૃસિંહપ્રસાદ કા. ભટ્ટ | ગદ્ય-કાવ્ય | મોહનની મુરલી | ૪૫૬ |
| જુન | ,, પ્રભુજી, એમ. એ | કાવ્ય | સ્મૃતિગીત. | ૭ |
| જુલાઇ | ,, , | ,, | , | ૪૯ |
| ઓગસ્ટ | ,, ,, | ,, | ,, | ૮૫ |
| ઓક્ટોબર | ,, ,, | ,, | ,, | ૧૭૯ |
| ડીસે. | ,, ,, | ,, | પ્રિયે ! આ શાંતિમા | ૨૬૯ |
| નવેમ્બર | ,, અમુભાઇ રાવત, બી. એ. | ,, | વન્દન જય ગૂજરાત | ૨૧૯ |
| ઓગસ્ટ | ,, ,, ,, | ગદ્ય-કાવ્ય | તે હું છું | ૮૮ |
| સપ્ટેમ્બર | ,, ,, | ,, | કોઇ કહેશો તે શા વિચાર કરતી હશી | ૧૫૫ |
| ડીસેમ્બર | ,, ,, | ,, | સનાતન અને બ્રાહ્મણ | ૨૭૨ |
| જાન્યુ-ફે. | ,, ,, | ,, | દર્દ | ૩૨૩ |
| માર્ચ | ,, ,, | ,, | દીવડો | ૪૦૨ |
| એપ્રિલ | ,, ,, | ,, | મ્હારી શોધ | ૪૫૦ |
| મે | ,, ,, | ,, | વિનયી ભિક્ષુક | ૪૯૪ |
| જાન્યુ-ફે. | ,, બટુ ઉમરવાડિયા, બી. એ. | ,, | એક યોગ | ૩૨૬ |
| જુન | ,, ,, , | ગ્રન્થવિવેચના | ઇન્દુકુમાર | ૨૯ |
| ઓગસ્ટ | ,, ,, ,, | ,, | ,, | ૧૧૬ |
| જાન્યુ-ફે. | ,, ,, ,, | ટીકા | ગીત કહેવાય ? | ૩૬૮ |
| ડીસે. | ,, બાનમુકુન્દ | સાહિત્ય | ગુજરાતનું રસ સાહિત્ય | ૨૯૧ |
| ઓગ. | ,, બાલગોપાળ | ટીકા | ગ્રંથાવલોકન કોણ કરી શકે ? | ૧૨૪ |
| જુન | ,, "બિન્દુ" બી એ | ગદ્ય-કાવ્ય | ટાગોરના પ્રથમ દર્શને | ૨૮ |
| જુલાઇ | ,, ,, | ,, | મુગ્ધ | ૪૬ |
| ,, | ,, ,, | ,, | બ્હાલાનો વિશ્વવિહાર | ૪૭ |
| ડીસે | પ્રોફે મંજુલાલ દવે એમ. એ | ,, | સનાતન અને બ્રાહ્મણ | ૨૭૨ |
| જાન્યુ-ફે. | ,, ,, | ,, | એક આખ્યાયિકા | ૩૨૪ |
| માર્ચ | ,, ,, | ,, | દેશવટો | ૪૦૧ |
| મે | ,, ,, | ,, | એક આખ્યાયિકા | ૪૯૪ |
| જુન | ,, ,, | સાહિત્યકાર | રવીન્દ્રનાથ ટાગોર | ૧૯ |
| સપ્ટે. | ,, ,, | ,, | ગુજરાતના સાહિત્યની એક પરમ ભાવના. | ૧૪૪ |

| માસ. | લેખક. | વિભાગ | વિષય. | પૃ. ન. |
|---|---|---|---|---|
| નવેમ્બર | „ | „ | „ | ૨૩૮ |
| ડીસે | ગ રમણીક | કાવ્ય | છેલ્લા પ્રણામ | ૨૬૭ |
| માર્ચ | „ „ | ગદ્ય-કાવ્ય | ભાવ | ૪૦૧ |
| જાન્યુ. ફે. | ગ રમણીક મ્હેતા | કાવ્ય | મુદિતા ભારતી | ૩૨૩ |
| એપ્રિલ | „ „ | „ | સ્મરણ | ૧૩૬ |
| જુન | „ રશ્મિ બી એ. | વાર્તા | રમા | ૩૯ |
| જાન્યુ. ફે. | „ રામુ ઠક્કર | સાહિત્ય | હાજીમહમદ શિવજી | ૩૪૩ |
| જુન | , લલિત | કાવ્ય | ફુલના સુંગાર | ૧ |
| જાન્યુ. ફે. | „ „ | „ | જાગ્રતિ ચેતના | ૩૧૮ |
| એપ્રિલ | „ „ | „ | તેજસ્વી તારાને | ૪૪૮ |
| મે | „ „ | , (ચાલુ) | અકબરનું સ્વપ્ન | ૪૯૧ |
| જુલાઇ | રા. વિનોદકાન્ત, બી. એ | કાવ્ય | યૌવનાષ્ટક. | ૪૨ |
| ડીસેમ્બર | „ „ „ | „ | પ્રીતમના પ્રથમ દર્શને. | ૨૬૯ |
| મે | „ „ „ | „ | ફુલતા બાગ પરથી. | ૪૯૦ |
| નવેમ્બર | „ „ „ | „ | લોકસેવિકા. | ૨૨૦ |
| ઓગસ્ટ | „ „ „ | હાસ્ય | ચોમાસાની ચારુતા. | ૧૧૨ |
| ઓક્ટોબર | „ „ „ | „ | શાંતિપ્રસાદ મ્હેતા. | ૨૦૪ |
| નવેમ્બર | „ „ „ | „ | „ | ૨૫૪ |
| ડીસેમ્બર | „ „ „ | „ | „ | ૨૯૫ |
| જાન્યુ-ફે. | „ „ „ | „ | „ | ૩૭૫ |
| „ | „ „ „ | સાહિત્ય | હાજી મહમ્મદ શિવજી | ૩૪૬ |
| જુલાઇ | „ „ „ | વાર્તા | પતિતપાવની. | ૭૬ |
| ડીસેમ્બર | રા વિવિત્સુ | કાવ્ય | સ્મૃતિચિત્ર. | ૨૭૧ |
| માર્ચ | „ „ „ | „ | પ્રાર્થના. | ૩૯૬ |
| જુન | રા વિજયરાય વૈદ્ય, બી એ. | સાહિત્ય | ચેતન-ત્હેની ભાવના અને કાર્યક્રમ | ૧૦ |
| જાન્યુ-ફે. | પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, બી.એ | ગદ્ય-કાવ્ય | સાંભરે છે ? | ૩૩૬ |
| એપ્રિલ | રા ' શકુન્ત ' | નાટ્ય | તે | ૪૮૧ |
| જાન્યુ-ફે. | સૌ સુવર્ણા | ગદ્ય-કાવ્ય | આત્મિક અભિલાષા | ૩૨૨ |
| માર્ચ | રાં. સંશયગસિક, બી એ | કાવ્ય | મંત્રશોધન. | ૪૦૦ |
| નવેમ્બર | રા સુરેન્દ્ર પાઠકજી | વાર્તા | કવિતા કરવાનું પરિણામ. | ૨૫૭ |
| જુલાઇ | રા. હસમુખ, બી એ. | હાસ્ય | હોરમસજી હોમરલર. | ૭૩ |
| માર્ચ | રા હરગોવિંદ કાનજી ભટ | સાહિત્ય | અમર, આગ્રા. | ૪૦૪ |

## સમકાલીન વિચારસૃષ્ટિ.



## ...ન અને વિવેચન.



## પાશ્ચાત્ય સાહિત્યની પ્રસાદી.



## પ્રાસંગિક ટૂંક.

વર્ષ ૧ લું.] મે ૧૯૨૧. [અંક ૧૧ મો.

# ચેતન

## ગુલાબ.

અહા! આ કેવો રમ્ય ગુલાબ
　　શોભાવે છે બાગ! ટેક.
જાણે વિલસે ફુલનો રાજા
　　કેવો રંગ સુહાગ!
માળીનું ધન ને હું ભગી લાવું
　　એની સુન્દર છાબ!
　　　　અહા આ કેવો—૧
એક ફુલ આ ગોજન કહાણે
　　સુહાગી સૌભાગ્ય.
ઐક્યની પૂજું પ્રિયતમને
　　મુજ જીવનનો રાજ!
　　　　અહા આ કેવો—૨
એક મેજપર પુષ્પપાત્રમાં,
　　ગાજે ગીત જ્યાં નાથ.
બાકીનાં વેરૂં ગ બાગમાં
　　પડતા રમણીય રાત!
　　　　અહા આ કેવો—૩
અંગે અંગ પરિમલ મ્હેકે,
　　અડના ગન્ધ પરાગ
ફુલ સૂંઘતાં પડયા ગુલાબી
　　મ્હારે ગાલે ડાઘ!
　　　　અહા આ કેવો—૪
પાંદડીએ પાંદડીએ વિલસે,
　　પ્રીતમનો અનુરાગ;
એ અનુરાગે ઉગજે પ્રતિદિન,
　　મ્હારા જીવન પ્રભાત!
　　　　અહા આ કેવો—૫.

ઉંડાચની આમ્રકુંજે
તા. ૮-૫-૨૧.

જનાર્દન ન્હાનાભાઈ પ્રભાસ્કર.

## દિલના ભાવ કહ્યા ના જાય.

( ભાગ )

ભાવ કહ્યા ના જાય,
દિલના ભાવ કહ્યા ના જાય,
કેમ કરી કહેવાય ?
દિલના૦

આત્મા ઉછળે પૂરમાં–શબ્દ શૂન્ય દેખાય;
વાણી વ્યર્થ જ લાગતી–મૌન વિના ન ઉપાય.
દિલના૦

"બોલુ"–"બોલુ" થઈ જતું–પણ ના બોલી શકાય,
બોલું બોલું ફરી ફરી–મુખ મીંચાઈ જાય.
દિલના૦

મૌન ન ભાવની શૂન્યતા–રખે થાય અન્યાય;
સ્નેહીથી પણ શું નહિ અણબોલ્યું સમજાય ?
દિલના૦

૧૭–૭–૧૯૨૦ ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા

---

## ઝુલતા બાગ પરથી.

( મલબાર હિલ, મુમ્બાઇ. )

અંધારનાં પડ ઉપડતાં સૃષ્ટિ ઉરેથી ધીરે,
આછાં ઝીણાં નૂર નીગળતાં પૂર્વથી વિશ્વ સારે;
યોગી શું કો ગહન ગભીરાં ચિન્તને દીર્ઘ ડૂબ્યો,
એવી શાન્તિ ઉડી ગભીરતાથી ભરી વિશ્વકુંજે.
ન્હોતેલું છે ઘન ધુમસના પાલવે પુર આખું;
પૂર્વે પેલું તરલ તરતું મેઘ બે કેરૂં જોડું;
વારિધિ આ સરવર સમો શાન્ત–શો શાન્ત ? લ્હેકે,
ન્હાનાં મ્હોટાં સરલ સરતાં નાવ ત્યાં ધીર ધીરે;
ધાડાં ધાડાં ધુમસ વીંધતી ટોચ મિનાર કેરી
સ્હામે દીસે, ગગન પટમાં સૌમ્યતાથી સમાતી;
ર્‌હેની પૂંઠે જલધિજલમાં, ઝાંખી જો ! ગિરિમાલા,
ઝાંખાં લ્હો યે મધુર સમણાં જેવી એ શી રૈસાળા !
આ દૃશ્યોની ધીર રસભરી ભવ્યતા ન્યાળતો હું,
ત્યાં તો સૂર્યે મૃદુ ઝીલુકડું રશ્મિ સૌવર્ણ દેંકયું.

–'વિનોદકાન્ત.'

# વ્યર્થ.

લેખક:—'નલિની.'

બળતું દિલ આમ અરે કયમ આ ?
વિણુ અર્થ કંઇ રડતું ઉર કાં ?
જળવું, રડવું, સુખથી હસવું;
જગમાં કંઇ હેતુ વિના જીવવું !

નવલા નીરખી લલચાયું જરા
મમ અંતર ભાવ કૂંળા ઝીલવા;
દિલના કંઇ તાપ શમ્યા ન શમ્યા,
સુ-વિચાર કંઇક ખીલ્યા ન ખીલ્યા.

પણ, પ્રિય મધુતર એ લહરી
શીળી, સુખદ આજ ગઇ વિરમી;
ન કળાય, કંઇ ન કથાય સખે.
કયમ અંતર આ ઉઘડાય સખે ?

નવ ભાવિ અવશ્ય કદિય ફરે,
મમ માટ કંઇયે ન હોય જગે;
ગયું આજ ગયું ! ગયું સર્વ ગયું,
મુજ પાસ રહ્યું બસ એ રડવું.

જગમાં સ્થિરતા નવ ક્યાંય હશે ?
સુકુમાર ઉરો કચડાય જગે,
બધું વ્યર્થ અરે બધું વ્યર્થ જગે;
તદપિ મમ સ્નેહ ન દૂર થશે.

ધરી મૌન હવે વદવું ન કંઇ
જગમાં નવ આશ કંઇ ધરવી,
મમ અંતર તો ન હવે હસશે,
રડશે બસ એ ! રડશે બસ એ !

રડતાં પણ એ પ્રિય મૃત્યુ મહીં
કંઇ આશ ધરી હસતુંય વળી:
તદપિ દિન તે કયમ ? કયાં ? મળશે કે
દૂર હા ! દૂર સ્વપ્નવ હુંથી ફરે !

# કૌટુમ્બિક સોરઠા.

મા—મ્હોંમાં મીઠાં વેણ, આંખોમાં અમૃત ભર્યું,
હૈયું હેત સીંચેલ, મૃત્યુલોકની દેવ મા.

બ્હેન—હોય સુખ કે દુઃખ, મોંઘી આશિષ વર્ષતી,
માનું બીજું રૂપ, પુણ્ય વીરડી બ્હેન બા.

બાપુ—'બાપુ' મીઠો બોલ, કહી બાપુ બોલાવતા,
હૈયે હેત અતોલ, બાળકના શિરછત્ર જે.

ભાઈ—માના ખોળા માંહ્ય, સાથે આળોટયા અમે,
ડાબી જમણી બાંહ્ય, સુખ દુઃખમાં મા જણ્યા.

દાદા—થરથરતી નિજ કાય, આંખે પણ દેખે નહિ,
છતાં કરે ચિંતાય, દાદા બેઠા ડેલીયે.

ફઈ—ભાઈ તણી કુળવેલ, ફળી ફાલી જે જોઇને,
સતોષે હરખેલ, મહીયર મોંઘાં બાફઈ.

કુલવધુ—સ્વજન તણો સહચાર, છોડી આવી સાસરે,
ત્યાં સાધ્યો સહકાર, મોંઘું વહુપદ પામતાં. —ગિરીશ.

# પ્રેમ.

( ઈનામી કાવ્ય )

ઓ ! ત્રિકાળજ્ઞાની દેવતાઓ,
ઓ ! જગતનાં ચીરંજીવીઓ
ઓ ! દીશાના દીગ્પાળો,
ઓ ! ભુત ભવિષ્ય અને વર્તમાન કાળો !
દાખવશો કો કારણ ?
જગતની અનાવધી ધાધલો
માનવોની દુર્ઘટ વિટંબણાઓ
અને નિરંતરની વ્યાધીઓનું.
સર્વ કોઈ જગતમાં ઝુકે છે,
એક એક પંથે, બીજું બીજે પંથે,
શાતીને જ્યાં અવકાશ નથી
ઉત્પત્તિથી લય સુધી.
કયા પારસમણીને કાજે ?
આટ આટલી વ્યાધીઓ
સહન કરવી સર્વેએ.

આ સઘળાનાં કારણ માત્રનાં
સર્વેની ઉત્તેજીત શક્તિનાં
ચેતન પ્રસારક
છે માત્ર બેજ અક્ષર
જેનો ભાસ જગતના
ખુલે ખુલે સર્વત્ર દીશે છે.
વિશ્વ વાટીકાની અમૃત કુંજોમાં
રાજા પ્રજાના અવાસોમા
યોગી જનોનાં યોગશૃંગમાં
માતૃભુમિની સેવામા
સર્વનું ચેતનતત્વ
સર્વત્ર સર્વે સ્થિતિમાં
ઉત્તેજીત શક્તિ છે એકજ
જેને સર્વ કોઇ ઓળખે છે
માત્ર 'પ્રેમ" શબ્દે "કહાન."

# વિનયી ભિક્ષુક.

"જે કંઈ ત્હમે ખુશીથી મ્હારી સ્હામે ધરશો, તે હું લઈશ: બીજું વધારે હું કંઈયે નહિ માગું."

"હા, હા, હું ત્હને ઓળખું છું. વિનયી ભિક્ષુક! તું તો, કોઇની પાસે જેટલું હોય એટલું બધુંયે માગી લે એવો છે!"

"એકાદ રડ્યું ખડ્યું પુષ્પ મ્હને મળશે, તો હું મ્હારા હૃદયમાં તેને ધારણ કરીશ."

"પણ કાંટા હશે તો?"

"તો હું તે સહન કરીશ."

"હા, હું ત્હને ઓળખું છું, વિનયી ભિક્ષુક! તું તો, કોઈની પાસે જેટલું હોય એટલું બધુંયે માગી લે એવો છે.

"ફક્ત એકજ વખત ત્હમારાં એ નેહભર્યાં નયન મ્હારા તરફ ફેરવશો તો મ્હારું આ જીવન—અને આવતો જન્મ પણ— મધુર બની જશે."

"પણ ફક્ત ક્રૂર—તીવ્ર કટાક્ષજ હશે તો?"

"તો હું એ મ્હારા હૃદયને વીંધાવા દઇશ."

"હા, હા; હું ત્હને ઓળખું છું, વિનયી ભિક્ષુક! તું તો, કોઇની પાસે જેટલું હોય એટલું બધુંયે માગી લે એવો છે!"

(કવિ ટાગોરનાં 'ધ ગાર્ડનર' માંથી) — અચ્યુભાઇ રાવત

---

# એક આખ્યાયિકા.

ભાગીરથી તીરે એકાન્ત સ્મશાન ભૂમિમાં એકલા તુલસીદાસ કવિ વિચાર નિમગ્ન વિહારતા હતા ત્યાં તેમણે નિજ મૃતપતિના શબ સમીપ બેઠેલ, લગ્ન શાં વસ્ત્રો સજ્જેલ એક રમણી નીરખી.

તેમને જોતાં જ તે ઉઠી ને નમન નમી બોલી, "ભગવન્! શુભાશીષ દ્યો, ને પતિસંગે સ્વર્ગે સંચરવા મને અનુજ્ઞા આપો."

તુલસીદાસજીએ પૂછ્યું, "પુત્રી! આવડી ઉતાવળ કાં? સ્વર્ગ જેણે સરજ્યું છે તેની જ આ પૃથ્વી ન હોય શું?"

રમણીએ કહ્યું, "મને સ્વર્ગ વાંછના નથી, મને પતિ મિલનની આકાંક્ષા છે." હસીને તેને તુલસીદાસે કહ્યું. "પુત્રી જા. ત્હારે ઘેર પાછી જા, માસ વીત્યા પૂર્વે તને ત્હારો સ્વામી મળશે."

સહર્ષ આશાભિલાષભરી રમણી પાછી વળી.

પ્રતિદિન તુલસીદાસ તેની કને આવતા ને ઉચ્ચ જ્ઞાનામૃત તેને પાતા. અન્તે દિવ્ય પ્રેમથી તેનું દિલ ભરછક ભરાઇ ગયું.

માસ ભાગ્યેજ પુરો થયો ત્યાં તો પડોશી સર્વ આવ્યાં ને તેને પુછવા લાગ્યાં, "તને ત્હારો પતિ મળ્યો?"

વિધવા હસી ને બોલી, "હા."

આતુરતાથી તેમણે પૂછ્યું, "ક્યાં છે તે?"

રમણીએ કહ્યું, "મ્હારા હૃદયમાંજ મ્હારો હૃદયસ્વામી વિરાજે છે, સુરજનું એક અનન્ત ને વિરાટ છે.

(રવીન્દ્રનાથના ગીતનું ભાષાંતર) —મંજુલાલ દવે.



# એક સ્વપ્ન.

ખગોળ શાસ્ત્રીઓ કહે છે ચંદ્ર નહીં હોય ત્યારે શુક્રનો તારો તેનું સ્થાન લેશે. આ વાત સાચી હોય કે નયે હોય, પણ મારા જીવનમાં તો તેમજ બન્યું, મને સ્વપ્નું આવ્યું હું નિશંક માનું છું કે એ સ્વપ્ન હતું, જેમાં જે મધુર સંગીત મારા જીવનમાંથી ઉડી ગયું હતું, જે સંગીતના રણકારા પણ જાણે ધીમે ધીમે વિરમી જતા હતા, તેના સ્મરણોને મારા જીવન સાથે ગૂંથી વાસ્તે દૂર દૂરના અરણ્ય પ્રદેશોમાં હું ભમતી હતી જગત સાથેનો બધોયે સંબંધ મેં તોડી નાખ્યો હતો વિકાળ પ્રાણીઓથી વસાયેલા કંઇ કંઇ વન વગડાઓ હું વટાવી ગઇ હતી. વિષધર સર્પોના ફુંફાડા મેં સહી લીધા હતા. કવચિત કોઈ રસ્માર્થીજન પોતાના સંગીતથી મારા આત્માને સંતોષવા મથતા પણ જાણે શાથી બ્હીતેની હરણીની માફક હું ત્યાંથી દૂર નાસી જતી આમ ઉડી ગયેલા સંગીતની શોધમાં પ્રકાશ હીણા અને જનશૂન્ય એવા પ્રદેશોમાં હું એકલી ભમતી હતી ત્યાં અકસ્માત ન જણાયેલા એવા સ્થાન પરથી કોઈ અદ્ભુત સંગીતનો મૃદુ ગુંજારો મધુસ્વરથી આકર્ષાયેલા મણીધરની જેમ મંત્રમુગ્ધ બનેલી હું એ મેઢક સૂરીના સંગીતને સાંભળી રહી. એમાં જાદુઇ શક્તિ હતી. મને લાગ્યું કે એ તેજ સંગીત હતું—ને ઉડી ગયેલું સંગીત જેને હું શોધી રહી હતી તેના મધુરા સ્મરણો સાથે આ જાદુઇ સ્વર જાણે મળી જતા હતા

આ સ્વપ્ન હતું પણ સ્વપ્નમાંના એ અદ્ભુત સંગીતના સૂર મારા જીવન સાથે ઓતપ્રોત બની ગયા છે. હું નથી જાણતી કે એ સંગીત ક્યાંથી અને કેમ આવ્યું. હું એ પણ નથી જાણતી કે એમાં એવી તે શી મોહિની હતી. હું એટલુંજ જાણું છું કે કોઈ અદ્ભુત શક્તિ એમાં હતી જે મારા હૃદયને હજીયે પોતા તરફ આકર્ષી રહી છે—જેની સમે સ્હેજ કેવળ અશક્ય છે

ને ઉડી ગયેલું સંગીત—તેના મધુરા સ્મરણો! અમારું આ જાદુઇ સંગીત રહેલો હું તારી એવી ઇચ્છા છે કે આ મિશ્ર સૂરને હું મારા અંતરમાં સ્થિર ગૂંથી લઉં!

જ્યોત્સ્ના શુક્લ.

# મોહનની મુરલી.

૧ આજે શરદ્પુનેમની રળિયામણી રાત છે. દૂર દૂર સાબરમતીના ગોગતટે મુરલી વાગે છે. શા માટે વાર લગાડું છું ?

૨ ઘરમાં બધાં સૂઇ ગયાં છે ? ન સૂઇ ગયાં હોય તો પણ શું ?

૩ માડી, આજે મને તું રોકીશ મા. તારી અને મારા બાપુની આસા મેં ક્યારે ય ઉથાપી થી. પણ આજે તો સાબરમતીનાં પાણી ઉછળ્યાં છે ત્યાં મને રોકીશ માં.

૪ હું આજ તો કૈં કૈં દેખી રહી છું. હસ્તિનાપુરના ગઢ ડોલે છે, સિન્ધુનાં પાણી ઉન્હાં ન્હાં થઇ ગયા છે, બંગાળાનો અખાત ધુંધવી રહ્યો છે, ચિત્રકૂટના વાનરો એક પગે થઇ રહ્યા છે.

૫ મોહનનો નાદ આજે ચંડ છે. પણ, મને તો એની અંદર પણ મીઠાશ લાગે છે. ચંડ હોય તો ય એ તો મારો મોહન.

૬ માડી, શા માટે મને સમજાવે છે ? આજ સુધીના સંસારના કાયદાઓ મારે મોહને ઉંધા વાળ્યા છે, આજ સુધી જે ધર્મ હતો તે અધર્મ થયો છે ને અધર્મ નવો ધર્મ થયો છે.

૭ 'મુરલી ઉપર આવડો તે મોહ શું' એમ ? તું જો એ સાંભળી શકતી હોત તો ખબર પડત. એ નાદમાં દેશનો જીવનમંત્ર છે.

૮ ભાઇ જો એ નાદ સાંભળે તો કાલ સવારથી પોતાની નિશાળ છાંડી જાય. બાપુ એ નાદ સાંભળે તો કાલથી કોરટના પગથીઆપર પગ ન મૂકે. પણ તેઓ, ભૂલચૂકથી પણ તે ન સંભળાઇ જાય તે માટે કાનમાં મીણ નાંખી રાખે છે.

૯ 'શું મારો મોહન જાદુગર છે'? હા, એકરીતે જાદુગર ખરો. તરવાર વિના લડાઇઓ કરે, કેદી બનીને શત્રુને પણ મ્હાત કરે, રેંટિયાના સૂતરમાં ને ખાદીના તાણાવાણામાં દેશના જીવનને વણી લે તે પણ જાદુ તો ખરું.

૧૦ શા માટે માથાઝીક કરે છે ? હું તો જવાની તે જવાનીજ. ભલે, સૌ ગને વગોવે. સંસારીઓ એ વાતને શું જાણે ?

૧૧ લોકો કહે છે કે મુરલીના ઘોંઘાટથી સુલતાનની ઉંઘ ઉડી જાય છે એટલે વ્હેલો મોડો મુરલીનો નાદ તે બંધ કરાવશે. પણ માડી, તને ખબર છે કે સુલ્તાન મુરલીનો નાદ જો દાબી દે તો તે પૃથ્વીને ઉથલપાથલ કરી મૂકે ?

૧૨ હજી 'ભય,' 'ભય' શું કરે છે ? શરીરનો ભય શો ? શરીર છૂટ્યેજ મુક્તિ છે. અત્યારે તો શરીરને સાચવી બેસી રહેનારને ભય છે. તેઓ જીવતે મુઆ જેવા છે.

૧૩ માડી, લે હવે મને શણગાર્ય, એટલે તારા કોડ પૂરા થાય. પણ મારા મોહનને વ્હાલો લાગે તેટલોજ શણગાર કરજે.

૧૪ મા, ઉતાવળ કર. મુરલીનો નાદ બદલાય છે, વધારે ચંડ થાય છે. મારું હૈયું ખળભળી રહ્યું છે. મારી બેનો વાટ જોઇ ને રહી હશે. ને શું શું વિચાર કરતી હશે ?

૧૫ માડી, જાઉં છું. તું તો મારા બાપુને વરી છું એટલે શી રીતે આવી શકે ? ભાભી તો કમાડ બંધ જ રાખીને બેઠાં છે ને ? મને આશીર્વાદ આપ. મોહનની મુરલીને હું ન લજાવું. જો આ મે છેલ્લામી બેનો તેડવા પણ આવી.

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ.

# મોહનની મુરલી.

૧ આજે શરદપુનેમની રળિયામણી રાત છે. દૂર દૂર સાબરમતીના યોગતટે મુરલી વાગે છે. હું શા માટે વાર લગાડું છું ?

૨ ઘરમાં બધાં સૂઇ ગયાં છે ? ન સૂઈ ગયાં હોય તો પણ શું ?

૩ માડી, આજે મને તું રોકીશ મા. તારી અને મારા બાપુની આસા મેં ક્યારે ય ઉથાપી નથી. પણ આજે તો સાબરમતીનાં પાણી ઉછળ્યાં છે ત્યાં મને રોકીશ માં.

૪ હું આજ તો કેં કે દેખી રહી છું. હસ્તિનાપુરના ગઢ ડોલે છે, સિન્ધુનાં પાણી ઉન્હાં ઉન્હાં થઇ ગયા છે, બંગાળાનો અખાત ધ્રુજ્વી રહ્યો છે, ચિત્રકૂટના વાનરો એક પગે થઇ રહ્યા છે.

૫ મોહનનો નાદ આજે ચંડ છે. પણ, મને તો એની અંદર પણ મીઠાશ લાગે છે. ચંડ હોય તો ય એ તો મારો મોહન.

૬ માડી, શા માટે મને સમજાવે છે ? આજ સુધીના સંસારના કાયદાએ મારે મોહને ઉંધા વાળ્યા છે, આજ સુધી જે ધર્મ હતો તે અધર્મ થયો છે ને અધર્મ નવો ધર્મ થયો છે.

૭ ' મુરલી ઉપર આવડો તે મોહ શું ' એમ ? તું જો એ સાંભળી શકતી હોત તો ખબર પડત. એ નાદમાં દેશનો જીવનમંત્ર છે.

૮ ભાઇ જો એ નાદ સાંભળે તો કાલ સવારથી પોતાની નિશાળ છાંડી જાય. બાપુ એ નાદ સાંભળે તો કાલથી કોરટના પગથીઆપર પગ ન મૂકે. પણ તેઓ, ભૂલચૂકથી પણ તે ન સંભળાઇ જાય તે માટે કાનમાં મીણુ નાંખી રાખે છે.

૯ ' શું મારો મોહન જાદુગર છે '? હા, એકરીતે જાદુગર ખરો. તરવાર વિના લડાઇએ કરે, કેદી બનીને શત્રુને પણ મ્હાત કરે. રેંટિયાના ચતરમાં ને ખાદીના તાણાવાણામાં દેશના જીવનને વણી લે તે પણ જાદુ તો ખરું.

૧૦ શા માટે માથાઝીક કરે છે ? હું તો જવાની તે જવાનીજ. ભલે, સૌ ગમે તેમ બોલે. સંસારીઆં એ વાતને શું જાણે ?

૧૧ લોકો કહે છે કે મુરલીના ઘોંઘાટથી સુલતાનની ઉંઘ ઉડી જાય છે એટલે જહેરો મોટે મુરલીનો નાદ તે બંધ કરાવશે. પણ માડી, તને ખબર છે કે સુલ્તાન મુરલીનો નાદ જો દાબી દે તો તે પૃથ્વીને ઉથલપાથલ કરી મૂકે !

૧૨ હજી 'ભય,' 'ભય' શું કરે છે ? શરીરનો ભય શો ? શરીર છુટકેજ મુક્તિ છે. અત્યારે તો શરીરને સાચવી બેસી રહેનારને ભય છે. તેઓ જીવતે મુઆ જેવા છે.

૧૩ માડી, લે હવે મને શણગાર્ય, એટલે તારાં કોડ પૂરા થાય. પણ મારા મોહનને વ્હાલો લાગે તેટલોજ શણુગાર કરજે.

૧૪ મા, ઉતાવળ કર. મુરલીનો નાદ બદલાય છે, વધારે ચંડ થાય છે. મારું હૈયું ખળભળી રહ્યું છે. મારી બેનો વાટ જોઇ ને રહી હશે. તે શું શું વિચાર કરતી હશે ?

૧૫ માડી, જાઉં છું. તું તો મારા બાપુને વરી છું એટલે શી રીતે આવી શકે ? ભાઇ તો કમાડ બંધ જ રાખીને બેઠાં છે ને ? મને આશીર્વાદ આપ. મોહનની મુરલીને હું ન સંભળું, જો આ મે ઇસ્લામી બેનો તેડવા પણુ આવી.

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ.

પૃથ્વીને સપડાવે છે. ઍરિઝોનાના રણમાં પન્થ કાપતો શ્રમિત મુસાફર તે મરૂભૂમિ પાસે આવેલાં લીલાં વનને દૂરથી જોઇને આનન્દ પામી ત્યાં જવા લલચાય છે જરા પાસે ગયા પછી તે ત્યાં ઘાસ, છોડવા અને વૃક્ષો જુએ છે–પણ તે હાલતાં લાગતા નથી. કદાચ પવન નહિ હોય તેને લીધે એ સ્થિર હશે. મુસાફર ઝાડનાં એક પાંદડાં ઉપર હાથ મૂકે છે–ક્રૂર નિરાશા! તે તો પત્થર છે.

આ રીતે તે રણો પાસેનાં વનો ઉપરનો દેખાવ રહે તાં તેવોજ રાખી પત્થરમાં ફેરવાઇ જાય છે અને કેટલાંક વર્ષો વીત્યા બાદ તે પત્થરના કકડા અને પવદાએ કાંકરા અને માગડીનું રૂપ ધારી રણમાં ભળી જાય છે. કોઇ ગર્વિષ્ઠ રાજાની મદોન્મત્ત સેના રસ્તાના આવતા ગામડાં અને ખેતરોને વેરાન કરી મૂકે તેમ કુદરતનાં આ કાકરા ને માગડીની સેના રસાળ ભૂમિને ઉજ્જડ બનાવતી, સજીવને નિર્જીવ કરતી ગર્વથી આગળ વધે છે.

પૃથ્વીનું આ દુઃખદાયક પણ નિર્માણ થયેલું ભવિષ્ય ભાખ્યા પછી આપણે પાછા મંગળ તરફ ઉડીએ. પૃથ્વી ઉપર રણો હજી થોડાં વિસ્તારેલા છે પણ મંગળમાં તો તે પર દમામથી ખીલેલાં છે. મંગળનો ⅔ ભાગ ઉજ્જડ મરૂભૂમિથી ઢંકાયલો છે અને બાકીના માત્ર ⅓ ભાગનાં સમુદ્રોનાં ખાલી તળીયામાં થોડી થોડી વનસ્પતિ ઉગે છે મંગળના રંગો થોડે થોડે વખતે બદલાતા લાગે છે તે માત્ર વનસ્પતિવાળા ભાગોમાંજ; રણનો રંગ તો હમેશાં રતાશ પડતો કેસરીજ રહે છે. દૂરબિનમાંથી આ રંગો એટલા તો સુંદર અને આકર્ષક લાગે છે કે આખી રાત બેસીને તેમને નિહાળતા પણ મન ધરાય નહિ. પણ વિજ્ઞાનની દૃષ્ટિએ તે રંગો કંઇ બીજુંજ બતાવે છે, તે રંગો મંગળના સહાગથી મોટા મ્હોટાં રેતીના રણો. આપણા રણોનો રંગ પણ પર્વતનાં શિખર ઉપરથી કે હવાઇ વિમાનમાંથી જોતાં, મંગળના રણના જેવો જ લાગે છે અને રહેતા આ આનન્દ પમાડતા રંગો તે બીજુ કાંઇ જ નહિ પણ સુન્દર વેશમાં સજ્જ થયલું મૃત્યુ છે.

ઉપર એકવાર કહ્યું તેમ મંગળની સપાટી ઉપર પાણી નથી, પણ સપાટી ઉપરથી નાશ પામ્યા પછી ગ્રહમાંથી તે તદ્દન ગૂમ થતું નથી જળવાયુ રૂપે તે ગ્રહની હવામાં થોડા વખત સુધી ટકી રહે છે. મંગળની બાબતમાં પણ આમજ છે અને ત્યાની હવામાં જળવાયુ છે તેમ તે ગ્રહના 'સ્પૅક્ટ્રમ' ઉપરથી સિદ્ધ થયું છે. હવે આ જળવાયુ શિયાળામાં પવનોનાં પ્રવાહથી મંગળના ઉત્તર અને દક્ષિણ ધ્રુવ ઉપર જઇને ઠરે છે અને ત્યા બરફનુ રૂપ લે છે, અને ઉનાળાના તાપથી તે પીગળે છે દૂરબિનમાંથી આ દેખી શકાય છે અને ધ્રુવો ઉપર શિયાળામાં બરફના પડો (Polar ice Caps) વધારે વિસ્તારવાળા જણાય છે અને ઉનાળામાં તે ઓછા થયેલાં લાગે છે. ત્યારે બરફ પીગળીને બનેલુ આ પાણી ક્યાં જાય છે?

## મંગળમાં દિસતી નહેરો.

મંગળમાં કોઇક જાતનાં પ્રાણી વસે છે, પણ ત્યાં પાણી નથી જીંદગીના આ ઉપયોગી પદાર્થ વિના તેઓ જીવી કેમ શકતા હશે? ઇ૦ સ૦ ૧૮૭૭ માં જરમન ખગોળશાસ્ત્રી શીઆપરેલીને એક રાત્રિએ મંગળનો ગ્રહ નિરખતાં, તેમાં અચાનક કાળી, લાંબી સાંકડી લીટીઓ જણાઈ તે લીટીઓ હવે 'મંગળની નહેરો'ના નામથી પ્રસિદ્ધ થઇ છે. એક વિજ્ઞાનવેત્તા કહે છે, "It is certainly no exaggeration to say that the canals of Mars are the most astounding objects to be viewed in the heavens

પૃથ્વીની હવા જ્યારે અનુકૂળ હોતી નથી તેમજ જ્યારે મંગળમાં અમુક ઋતુ હોય છે ત્યારે કેટલીક વખતે આ નહેરો મુદ્દલ જણાતી જ નથી. પણ પૃથ્વીનું વાતાવરણ અને મંગળની ઋતુ જ્યારે અનુકૂળ હોય છે ત્યારે અનુભવી અવલોકનકારને આ નહેરો જોવામાં બીલકુલ મુશ્કેલી પડતી નથી. આ નહેરો જોતાં પહેલી વસ્તુ જે આપણા મન ઉપર અસર કરે છે, તે, તે નહેરોની અદ્ભુત ગૂંથણી છે. ભૂમિતિમાં આપણે શીખેલી આકૃતિઓના જેટલી જ તે નિયમિત લાગે છે. સઘળી નહેરો વચમાં જરા પણ વધારે સાંકડી કે પહોળી ન હોતાં પહેલેથી છેલ્લે સુધી એક પાળા સરખી જ પહોળાઇની છે. સાંકડામાં સાંકડી નહેર એક માઇલ પહોળાઇની છે; જ્યારે સરેરાશ પહોળાઇ દસ માઇલની છે. લંબાઇમાં ઘણી ૨૫૦ માઇલથી ઓછી છે; કેટલીક ૨૫૦૦ માઇલ જેટલી છે અને એક તો (યુમીનાઇડસ ઓરકસ) ૩૪૫૦ માઇલ લાંબી છે. હવે મંગળનો ઘેરાવ તો માત્ર ૪૨૨૦ માઇલનો જ છે, અને તેથી આ રાક્ષસી નહેર ગ્રહના દેખાતા એક અર્ધભાગમાંથી વાંકી થઇને બીજા અદૃશ્ય અર્ધભાગમાં જતી માલમ પડે છે. અત્યાર સુધીમાં ન્હાની મ્હોટી થઇને ૪૩૭ નહેરો જણાઇ છે.

સઘળી નહેરો મંગળમાં જૂદે જૂદે ઠેકાણે દિસના વર્તુળ સરખા કુંડાળાઓમાંથી નીકળતી માલમ પડે છે. આ કુંડાળાઓ 'ઓએસીસ' (Oasis)ને નામે ઓળખાય છે. ઉત્તર અને દક્ષિણ ધ્રુવો ઉપર રહેલાં બરફનાં પડમાંથી જન્મ પામતી દેખાય છે. હવે ઉપર કહ્યું તેમ નહેરો કેટલીક વખતે બીલકુલ દેખાતી નથી. મંગળ ઉપર જ્યારે શિયાળો હોય છે ત્યારે જ આમ બને છે. ઉનાળો શરૂ થતાં પહેલાં ધ્રુવો પાસેની નહેરો ચોખ્ખી જણાય છે અને પછી વધતી વધતી તેઓ આખા ગ્રહ ઉપર ફેલાઇ જાય છે. વળી નહેરો ફેલાઇ ગયા પછી જ મંગળના રાતા પ્રદેશો લીલા થવા માંડે છે, અથવા તો બીજી રીતે કહેતાં ઉનાળામાં સૂર્યના તાપથી ધ્રુવોનાં બરફનાં પડો ઓગળીને બનેલું પાણી નહેરો વાટે આખા ગ્રહમાં વહીને મંગળની તરસી ભૂમિની તરસ છીપાવીને ત્યાં વનસ્પતિ ઉગાડે છે. ઉનાળાના ગમન અને શિયાળાના આગમન સાથે વળી પાછી નહેરો ઝાંખી થવા માંડે છે અને લીલા પ્રદેશો રાતા થવાની તૈયારી કરે છે, એટલે કે નહેરોમાં પાણી સૂકાતાં થોડા વખતે વનસ્પતિ પણ સૂકાય છે.

આ રીતે મંગળનાં લોક એક વર્ષમાં (આપણાં બે વર્ષમાં) માત્ર એકજ વખત પાણી મેળવવાને ભાગ્યશાળી થાય છે, અને તે પણ તેઓએ બુદ્ધિપૂર્વક રચેલી વિસ્મયકારક નહેરપદ્ધતિને લીધે જ. કહેવાય છે કે પૃથ્વીના મયૂર પણ વર્ષાઋતુમાં એકજ વાર પાણી પી આખું વરસ એગને એમ પાણી વિના જ ચલાવે છે.

## મંગળનાં લોક.

હવે નહેરો કાંઇ અમથી બંધાતી નથી. તેને માટે ઉંચ બાંધકામના અને શિલ્પશાસ્ત્રના અભ્યાસની જરૂર છે તેમાં પણ વળી આવી રાક્ષસી નહેરો બાંધવા માટે તો તેવા જાતની એકદ જરૂર છે. પૃથ્વી ઉપરની સુએઝ વિગેરે નહેરો. મંગળની નહેરો પાસે ભાન ભૂલ્યાં જ છે, વળી આ નહેરો બાંધવાને માટે મંગળનાં લોકો પાસે ઓજારો અને ઉંચી શક્તિવાળાં યન્ત્રો પણ હશે. તે યન્ત્રો ચલાવવા માટે જે શક્તિ (energy) જોઇએ, તો, તે લોકો શેમાંથી લેતા હશે તે નક્કીપણાથી કહી શકાય નહિ. જળશક્તિ તો ત્યાં સંભવતી જ નથી કારણ કે ત્યાં પાણી નથી.

વિજળીને પણ મ્હોટા જથ્થામાં ઉત્પન્ન કરવા માટે પાણીના બળની જરૂર પડે છે; તેથી વિજળીક શક્તિ પણ ત્યાં હોવાનો સંભવ નથી. આથી મંગળનાં યન્ત્રો કાંતો અણુઓની શક્તિ ( જે શક્તિ હજુ પૂરેપૂરી પૃથ્વી ઉપર શોધાઇ નથી. જુઓ 'ચેતન' અંક ૭ પાનું ૨૧૧ )થી અથવા તો બીજી કોઇ પૃથ્વી ઉપર નહિ શોધાયલી તેવી શક્તિથી ચાલતાં હશે એમ અનુમાન કરી શકાય.

આ ઉપરથી આપણને વિચાર કરતાં જણાય છે કે મંગળ ઉપર વસતાં મનુષ્યો ઘણીજ ઉંચી મગજશક્તિવાળાં-પૃથ્વીનાં લોક કરતાં પણ ઘણાં વધારે બાહોશ, હોવાં જોઇએ નહિં તો તેઓ આવી નહેરો અને તેમાં ઉપયોગનાં હથીઆરો અને યન્ત્રો બનાવી શકે નહિ. પૃથ્વી ઉપરનાં છેલ્લામાં છેલ્લી શોધનાં યન્ત્રો-આપણાં 'ઇલેકટ્રોફોન' અને 'કાઇનેટોસ્કોપ'-તેઓને મન તો ઘણાં જૂનાં અને ખપ વગરનાં થઇ ગયાં હશે તે યન્ત્રોને તેઓએ જૂના જૂના ભૂતકાળના નમૂનાઓ ગણીને મનુષ્યની બાલ્યાવસ્થાનાં એક ચિન્હ તરીકે કોઇ મ્યુઝીઅમમાં સંભાળથી જાળવી રાખ્યાં હશે.

બીજા ગ્રહો કરતાં મંગળ આપણી સૌથી પાસે છે. તેમાં વસતા આપણા પડોસીઓ સાથે આપણે વાતચીત કરી તેઓના ખબર અંતર પૂછીએ નહિ. તો આપણે એકલસૂડ અને સ્વાર્થી ગણાઇએ. તેથી સાહસ ખેડનારા વિજ્ઞાનશાસ્ત્રીઓ છેલ્લામાં છેલ્લી શોધખોળોને આધારે અંતરિક્ષમાં સંદેશાઓ મોકલી તેઓની સાથે વાત કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે આ રીતે છેવટમાં છેવટનો અખતરો એમહર્સ્ટ કોલેજની વેધશાળાના ડૉ. ટોડે આઠેક મહિના પહેલાં કર્યો હતો. ડૉ. ટોડ વાયરલેસ ટેલીગ્રાફી (તારડાંની મદદ વિના આકાશ માર્ગે વિજળીનાં મોજાંથી મોકલાતા સંદેશા)નાં સરસમાં સરસ યન્ત્રોની સાથે પૃથ્વીની સપાટી પરથી ૨૫૦૦૦ ફીટ ઉંચે બલૂનમાં ઉડ્યો હતો. તે ઠેકાણે બલૂનને થંભાવીને તેણે મંગળના ગ્રહની દિશા તરફ ટેલીગ્રાફીક યન્ત્રો વડે, પૃથ્વીના વાતાવરણને ભેદીને, ન કલ્પી શકાય તેટલે દૂર અંતરિક્ષમાં અપાર શક્તિવાળાં વિજળીનાં મોજાં પાઠવ્યાં. આતુરતાથી એક ઘડીભર શ્વાસને થંભી રહ્યો-પણ પછી? મૌન. દિશાઓ જેવીને તેવીજ ચૂપ હતી, પણ નિરાશ થવાનું કાંઇ કારણ નથી. ડૉ. ટોડનો આ ત્રીજો અખતરો હતો, અને ચોથાની પાછો વાતો કરે છે. યન્ત્રોની બનાવટ જેમ વધારે ઉંચા પ્રકારની બની જશે, અને હવામાં ઉંચે ઉડવાની સગવડ થશે, ત્યારે હજી પણ વધારે વેગ અને શક્તિવાળાં મોજાં ઉત્પન્ન કરી શકાશે અને તેઓ મંગળની સપાટી ઉપર પહોંચશે. તેમાં સન્દેહ નથી પછી ડૉ. ટોડ કે તેના જેવો કોઇક સાહસિક વીર તે મોજાંઓ પાઠવી ઘડીભર ઉભો રહેશે ત્યાં તો અંતરિક્ષ પડોને ચીરતો કોઇક મંગળ નિવાસીનો અવાજ હેને કાને પડશે. મંગળનો કોઇક વિજ્ઞાનવેત્તા હેના વાયરલેસના રીસીવીંગ સ્ટેશન પરથી આતુર ઉમંગે, હેને જવાબ દેશે, એકવાર પ્રયત્ન થવા માંડ્યા પછી ગમે તેટલા વેગે પણ આખરે તો ફતેહજ છે.

આટલી માહિતી મેળવ્યા પછી આપણને સહજ ઉત્કંઠા થાય કે 'મંગળના લોકો દેખાવે કેવા હશે. એચ. જી. વેલ્સ કહે છે કે તે લોક Cattlefish 'કટલફીશ' ( એક પ્રકારની બે નળીઓ વડે શ્વાસ લેતી, આઠ હાથ વાળી માછલી. હેનું શરીર એક કોથળી જેવી ચામડીમાં ઢંકાયલું હોય છે)ના જેવાં અને મોટા ભૂખરા શરીરનાં તથા લાંબી બે મૂછો વાળાં છે. પ્રોફેસર પરિઅર, વેલ્સના મતથી જૂદા પડી કહે છે કે મંગળનાં લોકો પૃથ્વી પરનાં મનુષ્યોના જેવી રીત ભાતનાં છે, જે થોડો ફેરફાર છે તે માત્ર ત્યાંની વસ્તુ સ્થિતિને લઇનેજ છે. પૃથ્વી કરતાં મંગળનું

મતલબ એવી નથી કે સંચાલક હમ્મેશાં ધૂર્ત હોવોજ જોઇએ. પરન્તુ એમાં પણ સંદેહ નથી કે જો તે વ્યવહાર-કુશળ નથી હોતો તો વિદ્વાન હોવા છતાં પણ તેને સફળતા નથી મળતી.

વર્તમાનપત્રો કાઢવાની પ્રથા તદ્દન નવીન તો નથીજ. કહેવાય છે કે ચીનમાં વર્તમાનપત્રોનો પ્રથમ જન્મ થયો હતો. પહેલવહેલી શરૂઆત સને ૬૧૮માં થઇ. 'પેકિન ગેઝેટ' દુનિયાનાં સર્વ પત્રોમાં પુરાણું છે. પરન્તુ આજે વર્તમાનપત્રોનો દરજ્જો અને માન જેટલાં પાશ્ચાત્ય દેશોમાં છે તેટલાં કેઇ પણ નથી. ૧૯ મી સદીના મધ્યકાળથી ત્યાં વર્તમાનપત્રોની ઉન્નતિ થઇ. ત્યારથી આજસુધી એની ઉન્નતિજ થઇ રહી છે. સને ૧૮૫૦ માં લન્ડનમાં ૬૪૭ વર્તમાનપત્રો નીકળતાં હતાં. સને ૧૯૦૦માં એ સંખ્યા વધીને ૧૨૨૬ થઇ. અમેરીકા તો વર્તમાનપત્રોનું ઘરજ છે એમ કહીએ તો ચાલે. આજે સૌથી વધારે વર્તમાનપત્રો ત્યાંથી નીકળે છે. એક વખત કોઇએ ગણત્રી કરીને બતાવ્યું હતું કે ત્યાં ૧૩ હજાર પત્રો નીકળે છે. સાહિત્ય, વિજ્ઞાન, કળાકૌશલ્ય વિગેરે સર્વ ભિન્નભિન્ન શાખાઓનાં જુદાં જુદાં પત્રો નીકળે છે.

એ પત્રોનું વેચાણ પણ ઘણુંજ થાય છે. અંગ્રેજીમાં 'પિયર્સન્સ મેગેઝીન' નામનું પ્રસિદ્ધ નીકળે છે. એમાં વાર્તાઓ અને વિનોદના વિષયો આપવામાં આવે છે. એના ગ્રાહકોની સંખ્યા પાંચ લાખથી વધારે છે. જેના દસ દસ અને બાર બાર લાખ વાંચનારા હોય એવાં પણ પત્રો છે. ગ્રાહકોના લવાજમથી જે ઉપજ થાય છે તે ઉપરાંત જાહેરખબરોની પણ ઘણી આવક થાય છે. ત્યાં ભાગ્યેજ કોઇ એવો વેપારી હશે જે જાહેરખબર નહિ આપતો હોય. પ્રતિવર્ષ જાહેરખબરમાં લાખો રૂપીઆ ખરચનારા પણ છે.

જે પત્રોની આવી ઉપજ છે તેમને ખરચ પણ એવોજ છે. લેખકોને લેખો માટે પુરસ્કાર પણ તેઓ ખુબ આપે છે. 'સ્ટ્રેંડ' અને 'બ્લેકવુડ'નાજ દાખલા લઇએ. તેમાં ફક્ત વાર્તાઓજ છપાય છે. તેના લેખકોને હજાર શબ્દે ૪૫ રૂપીઆથી ઓછા કદી નથી મળતા. 'પિયર્સન્સ મેગેઝીન'ના પ્રકાશકે મિ. કિપ્લિંગને એક વાર્તા લખવા માટે દરેક શબ્દે બાર આના આપ્યા હતા. મિસિસ હમ્ફ્રી વાર્ડ પ્રસિદ્ધ વાર્તા-લેખિકા હતી. હમણાંજ એમનો દેહાન્ત થયો છે. એમને એક લાખ શબ્દો માટે દોઢ લાખ રૂપીઆ મળ્યા હતા. એક એવાજ લોકપ્રિય વાર્તા-લેખક મિ. ગાર્વિસ હતા. તેમણે વાર્તાઓ લખીને સારી રકમ પેદા કરી હતી. તેમની વાર્તા વાંચનાર પણ હજારો નહિ કિન્તુ લાખો સ્ત્રી પુરૂષો હતા. મેરી કોરેલી, એ. કોનન ડોયલ વિગેરે લેખકોને પણ વાર્તા લખવાથી સારી આવક થાય છે. જ્યારે આપણે ત્યાં લેખકને પુરસ્કાર આપવાની વાત તો બાજુએ રહી પરન્તુ લેખ કે વાર્તા છપાઇ હોય તે અંક લેખકને વિના મુલ્યે આપતાં સંપાદકોને કંઇ પ્રાણ આવે છે. એવા થોડાજ સંપાદકો હશે જે માંગણી કર્યા વિના લેખકને અંકની નકલ આપતા હશે.

પત્રોનું લવાજમ પણ જેમ બને તેમ ઓછું રાખવામાં આવે છે કે જેથી ગરીબ, તવંગર સૌ કોઇ તે લઇ શકે. જેમ લવાજમ ઓછું તેમ ગ્રાહકો વધારે અને જેમ ગ્રાહકો વધારે તેમ જાહેરખબરો પણ વધારે. એટલે ઓછું લવાજમ રાખવાથી સંચાલકને ખોટને બદલે નફોજ થાય છે. સને ૧૮૩૩ સુધી અમેરીકામાં કોઇ પણ સસ્તું પત્ર નહોતું. સાધારણ રીતે પત્રોની છુટક નકલની કીંમત ૭ સેન્ટ હતી. કોઇ પણ પત્રની પાંચ હજારથી વધારે નકલ ખપતી નહોતી. 'મોર્નિંગ પોસ્ટે' શરૂઆત કરીને છુટક નકલની કીંમત બે સેન્ટ રાખી. થોડાજ સમય વીત્યા પછી તેની કીંમ

ઘટાડીને એક સેન્ટ રાખવામાં આવી. પણ તે પત્ર ઘણો વખત ચાલ્યું નહિ. ત્યાર પછી બેન્ઝામિન એચ. ડે-એ 'ન્યુયોર્ક સન' નામનું પત્ર કાઢ્યું. તેનું મૂલ્ય એક સેન્ટ રાખવામાં આવ્યું. એ જોઇને 'મોર્નિંગ હેરોલ્ડ' નામનું એક બીજું પત્ર પણ એજ મૂલ્યે નીકળવા માંડ્યું. બન્ને પત્રો વચ્ચે અત્યંત હરિફાઇ ચાલી રહી. થોડોક સમય પછી બીજાં ત્રણ પત્રો બહાર પડયાં. તેમનું મૂલ્ય પણ એક સેન્ટ રાખવામાં આવ્યું. સને ૧૯૦૨માં સેંકડો પત્રો એકેક સેન્ટે વેચાવા લાગ્યાં. એથી કરીને ત્યાં વર્તમાનપત્ર વાંચનારાઓની સંખ્યા વધી. અમેરીકામાં એક સાધારણ ગૃહસ્થને ત્યાં પણ બે ત્રણ દૈનિક, પાંચ છ સામાહિક અને દસ પંદર માસિક પત્રો આવવા લાગ્યાં. એટલાં પત્રો આપણે ત્યાં વાંચનાલયમાં આવતાં હશે. અમેરીકામાં લોકો તંત્રી-લેખને અધિક મહત્વનો નથી માનતા. ત્યાં જનતા પર સમાચારોનોજ પ્રભાવ પડે છે. એથી સમાચારોનો સંગ્રહ કરવામાં રિપોર્ટરોને ખુબ મહેનત કરવી પડે છે. નિરાંતે બેસીને વર્તમાનપત્રો માટે થોડાજ લેખો લખવામાં આવે છે.

વર્તમાનપત્રો વાંચનાર બધાજ લોકો સુશિક્ષિત નથી હોતા. પાશ્ચાત્ય દેશોમાં પણ આજે તેમાંથી અધિકાંશ અલ્પશિક્ષિત હોય છે. એથી કરીને વર્તમાનપત્રોની સંપાદન શૈલીમાં બહુ પરિવર્તન થઇ ગયું છે. સામયિક પત્રોની સફળતા તેની લોકપ્રિયતા પર આધાર રાખે છે. વર્તમાનપત્રોમાં એવા વિષયો દાખલ કરવામાં આવે છે કે જે સર્વ સાધારણ પુરૂષોને રૂચિકર થાય. એથી સંપાદક, ભાષાની પ્રૌઢતા અને વિચારોની ગંભીરતા પર ઓછું ધ્યાન આપે છે. સરળ ભાષામાં મનોરંજક વિષયોનીજ ચર્ચા મુખ્યત્વે કરવામાં આવે છે. રમત ગમત નાચ તમાસા પર સર્વ પત્રોમાં અવશ્ય કંઇને કંઇ લખવામાં આવે છે. એનું બીજું પણ એક કારણ છે પ્રાશ્ચાત્ય દેશોમાં જ્ઞાનની વૃદ્ધિ માટે કોઇકજ વર્તમાનપત્ર વાંચતા હશે. ત્યાં તો બ્રેકફાસ્ટ-સવારના નાસ્તા-સમયે સવારનું પેપર વાંચવામાં આવે છે. તે વખતે જો તેમાં ઉચ્ચ શ્રેણીના લેખો હોય, જેને સમજવા માટે મગજમારી કરવી પડે, તો તે વાંચવાનું કષ્ટ કોણ નહિ લે. એજ કારણથી વિષય વાંચકને રૂચશે કે નહિ તેના પર પુષ્કળ ધ્યાન આપવામાં આવે છે. કહેવાનો આશય એ નથી કે તેમાં વિજ્ઞાન, પુરાતત્વ આદિ વિષયો પર લેખો નથી આવતા. ત્યાં એવા પણ લેખો હોય છેજ. પણ તે સુધ્ધાં એવી તો સરસ ભાષામાં અને મનોરંજક શૈલીમાં લખાય છે કે વાંચક વાંચતાં કંટાળી નથી જતો. લોકોના કુતૂહલ પોષવાને નકામાં ટાહલાં પણ પ્રગટ કરવામાં આવે છે. સધારણ લોકો મોટાઓની નાની વાતો સાંભળવાને પણ ઉત્સુક હોય છે. મહારાણી મેરી કઇ વાર્તાઓ વાંચે છે, પ્રિન્સ ઓફ વેલ્સ કઇ જાતનો સાબુ વાપરે છે, કૈસર કેવી રીતે વાતચીત કરે છે; એવા પ્રકારની વાતો લોકો ખુશીથી સાંભળે છે અને વાંચે છે. જો કોઇ પુરૂષ પ્રસિદ્ધ થયો-પછી ભલે તેની પ્રસિદ્ધિ વિદ્યામાં હો, રાજનીતિમાં હો, નાટ્યકળામાં હો કે નૃત્ય વા સંગીતકળામાં હો અથવા બીજા ગમે તે કામમાં હો-તો તેના સંબંધી નાનામાં નાની વાતો સુધી લખવામાં અને વાંચવામાં આવે છે. તેની વાતચીત, રહેણી કરણી, રૂપરંગ, હાવભાવ કોઇ પણ વાત બાકી રહી જતી નથી.

આપણે ઉપરજ જોઇ ગયા કે સામયિક પત્રોની શૈલી ખાસ જૂદીજ હોય છે. અંગ્રેજીમાં જર્નેલિઝમ અને લિટરેચરને ભિન્નભિન્ન વિષયોજ સમજવામાં આવે છે. જે લેખ સામયિક પત્રને માટે લખવામાં આવ્યો હોય તેની ગણના સાહિત્યમાં નથી થતી. પ્રતિભાશાળી અંગ્રેજ લેખક મેકોલેએ 'એડનબરો રિવ્યુ'માં કેટલાક સમાલોચનાત્મક નિબંધો લખ્યા હતા. એ નિબંધોની અંગ્રેજ

તો થઈ છે. એનો પ્રચાર પણ ઘણો થયો છે. એટલે સુધી કે સને ૧૮૪૩માં અમેરીકામાં તે છૂટા છપાયા, ત્યારે મેકોલેને એ નિબંધો પુસ્તકરૂપમાં બહાર પાડવા પડયા. એની પ્રસ્તાવનામાં ગે લખ્યું છે કે "હું આ નિબંધોને આ રૂપમાં પ્રકાશિત કરવા ચ્હાતો ન્હોતો. કારણ કે તે એમ સૂચિત થાય છે કે હું એ નિબંધોને સાહિત્યમાં સ્થાન મેળવવા યોગ્ય સમજું છું." જોકે જે મેકોલેના એ નિબંધો ઈંગ્લંડની સ્થાયી સંપત્તિ છે છતાં સમાલોચકોનો અભિપ્રાય છે કે માં સામાયિક સાહિત્યના સર્વ દોષો વિદ્યમાન છે. એમનું કહેવું એમ છે કે 'એડીન્બરો રીવ્યુ' હિગની સેવા માટે કાઢવામાં આવતું ન્હોતું. એનો ઉદ્દેશ વ્હિગ નામના રાજકીય પક્ષની નીતિ પવાનો હતો. તે ન્યાયાધીશ પેઠે નિષ્પક્ષપાતપણે નિર્ણય કરતું ન્હોતું. એ તો વકીલની પેઠે તાના પક્ષને ન્યાયાનુકૂલ પ્રમાણિત કરવામાંજ યત્નશીલ રહેતું હતું. એ કારણથી જોકે મેકોલેના ઓમાં ભાષાની વિશદતા, સરસતા અને વ્યંગ છે તોપણ તેમાં અતિશયોક્તિ અને પક્ષપાત ણુ અત્યંત નજરે પડે છે.

વર્તમાનપત્રનું કામ સમાચાર સંગ્રહવાનું છે. પોતાના પત્રમાં સૌથી પહેલાં સમાચાર બહાર પડે તે માટે સર્વ પત્રસંપાદકો બહુજ કોશિશ કરે છે. તારથી તો તેઓ ખબરે મંગાવે છે જ. પણ તે ઉપરાંત પોતાના ખાસ ખબરપત્રીઓ પણ તેઓ રાખે છે. કોઇ નવો બનાવ બન્યો કે તરતજ તેના પર ટીકા-ટિપ્પણ કરીને તેઓ તેને સંપાદક પર મોકલી દે છે. વિદેશોમાં પણ ખબરપત્રીઓ રહે છે. તેઓ પોતાના દેશની મહત્વની બાબતોની આલોચના કર્યાજ કરે છે. એ સિવાય મુખ્ય મુખ્ય સ્થળોએ સમાચાર સંગ્રહ કરવા માટે વર્તમાનપત્રવાળા પોતાના ખાસ પ્રતિનિધિ પણ મોકલે છે. એ પ્રતિનિધિઓ મોટા મોટા નેતાઓને મળીને તેમનો અભિપ્રાય લે છે અને તે પોતાનાં પત્રોમાં પ્રગટ કરાવે છે.

દુનિયામાં સમાચાર પત્રોની સત્તા દિનપરદિન વધતીજ જાય છે. રાજનીતિના ક્ષેત્રમાં એની શક્તિ અપાર છે. એ શક્તિની ઉપેક્ષા કરવાનું સાહસ કે ચેલાઝ કોઈ પણ સરકાર નથી કરતી. કેટલાક દેશોમાં સમાચાર પત્રો સ્વતંત્ર પણે લખી શકતા નથી. પરન્તુ ઇંગ્લંડમાં તેમ નથી. ત્યાંના પત્રો સરકારનાં સર્વ કાર્યોની બારીક આલોચના કર્યા કરે છે. સરકારને પણ વશ થઇને એથી પોતાની નીતિમાં ફેરફાર કરવો પડે છે. સને ૧૮૮૪માં સમર્થ પત્રકાર વિલિયમ સ્ટેડે ઈંગ્લંડનાં દરીઆઇ ખાતાંપર એક લેખ લખ્યો. તે સમયે ઈંગ્લંડનું જહાજ ખાતું સારી હાલતમાં ન્હોતું. એ લેખની અસરથી એ ખાતાંમાં સુપ્રબંધ થઇ ગયો. આજકાલ સર્વ દેશોમાં પ્રજાપક્ષનું જોર વધી રહ્યું છે. પાર્લામેન્ટમાં પ્રજાના પ્રતિનિધિઓ તો જાય છે જ પરન્તુ તે ઉપરાંત પ્રજાકીય પત્રોની સત્તા પણ કંઇ ઓછી નથી. એ પત્રોને જ પ્રજાના સાચા પ્રતિનિધિ માનવામાં આવે છે. પાર્લામેન્ટની સાથે એનો સંબંધ ગાઢો છે. ફક્ત રાજનીતિમાંજ એનું મહત્વ છે એમ નથી. સમાજ ઉપર પણ એની સત્તા અજબ છે. વ્યાપારની ઉન્નતિમાં પણ એનો હાથ છે. વ્યાપારની સમૃદ્ધિનું સૌથી મોટું કારણ જાહેરખબરો છે. જાહેરખબરોથી ઘણોજ ફાયદો ત્યાંના વ્યાપારીઓ મેળવે છે. વાંગી સર્વ બાબતના દુનિયામાં થોડાજ લોકો હશે કે જે લિપ્ટનની ચાહ કે પીયર્સના સાબુનું નામ નહિ જાણતા હોય છતાં આપણે ત્યાંના વ્યાપારીઓ એનું મહત્વ જોઇએ એટલું સમજ્યા નથી. એ વિષે ઈંગ્લંડના પ્રસિદ્ધ વિદ્વાન બાસ્કર કહે છે કે-

The foreign correspondence, the Parliamentary reports and a

the other machinery of communicating news to the public really are not of more importance to the community than the power of communicating by advertisement, of bringing the buyer and seller together and giving them some machinery for communicating their wishes one to another.

જાહેર ખબર આપવાની પણ એક જાતની કળાજ છે. જાહેરખબર પર વાંચનારનું ધ્યાન તરતજ ખેંચવા માટે આકર્ષક જાહેરખબર લખવી એ કંઇ સાધારણ વાત નથી. યુરોપ અમેરીકાની વાત જવા દઇએ. આપણે અહીં પણ જાહેરખબરવાળાઓ લોકોને છેતરવામાં કમાલ કરે છે. મથાળું મોટા અક્ષર 'મહાત્મા ગાંધી અને અસહકાર' લખ્યું હોય અને અંદર જોઇએ તો દવાની જાહેરખબર! આવું તો આપણે ત્યાં પણ જોવામાં આવે છે.

વર્તમાનપત્રોમાં ફકત સમાચાર જ નથી આપવામાં આવતા. એવું એક મહત્વપૂર્ણ અંગ સમાલોચના છે. તે પણ માત્ર સાહિત્ય સમાલોચના જ નથી હોતી; રાજનીતિ, અર્થશાસ્ત્ર, ઇતિહાસ, સંગીત, નાટ્ય, કળા આદિ સર્વ વિષયોની સમાલોચના થાય છે. આપણે ત્યાં તો 'સબમેં ગેરા લગતા હૈ'ની માફક સંપાદક જ સર્વ વિષયોની સમાલોચના કરવાને યોગ્ય મનાય છે. પરન્તુ ત્યાં તો જે, જે વિષયમાં પારંગત વિદ્વાન તે જ તે વિષયની સમાલોચના કરવાને અધિકારી ગણાય છે. જે ટીકાકાર નાટકોની સમાલોચના કરે છે તે જાતેજ નાટકશાળામાં જઇને નાટકનું નિરીક્ષણ કરે છે, અને પછીથી નાટકનું વસ્તુ પાત્રોની નાટ્યકુશળતા વિગેરે પર પોતનો અભિપ્રાય લખે છે.

વર્તમાનપત્રો, એ એક જાતની સંસ્થાજ છે એમ કહીએ તો ખોટું નથી. તે જેવો અભિપ્રાય આપે તે પ્રમાણે ભિન્ન ભિન્ન સિદ્ધાંતોનો પ્રચાર થાય છે. સર્વ પત્રોની નીતિ જુદી જુદી. અગ્ર લેખ Leading Article માં પોતાના સિધ્ધાન્ત અને નીતિનું પ્રતિપાદન કરવામા આવ્યું હોય છે પોતાનાથી વિરુધ્ધ મતવાળાઓનું એમા ખંડન પણ થાય છે. જેટલી નિર્ભયતાથી પત્ર પોતાના સિધ્ધાંતોનું પ્રતિપાદન કરે છે તેટલો તેનો પ્રચાર વધે છે. પ્રજા નિર્ભયતાને અધિક ચહાય છે. એક વાર ઇંગ્લંડમા કોઇ એક પત્રે અમુક સિદ્ધાંતનું પ્રતિપાદન કર્યું. આ સિદ્ધાંત તે પત્રમાં જાહેર ખબર આપનારાઓને રૂચતો ન્હોતો. તેથી તેઓએ એ પત્રમાં જાહેર ખબર આપવી બંધ કરી. તેઓએ માર્યું કે એથી પત્રને આર્થિક હાનિ ભોગવવી પડશે અને તેથી એ પત્ર પોતાની નીતિ બદલી નાંખશે. પરન્તુ પરિણામ એથી ઉલટુંજ આવ્યું. એનો પ્રચાર પણ વધ્યો અને સાથે જાહેર ખબર પણ અસલ કરતાં વધી ગઇ.

વર્તમાન પત્રોના સંચાલનમાં હવે સ્ત્રીઓએ પણ ઠીક ભાગ લેવા માંડયો છે. ભારતવર્ષની સ્ત્રી-સંપાદકોમા શ્રીમતી સ્વર્ણકુમારીનું નામ પ્રસિદ્ધ છે. એમણે કેટલાયે વર્ષો સુધી 'ભારતી' નામનું બંગાળી-માસિક કાઢ્યું હતું. નાની મોટી વાર્તાઓ પણ એઓ ઘણી સારી લખે છે. ગુજરાતમાં પણ સ્ત્રીબોધના એક તંત્રી શ્રીમતિ વિમળા સેતલવડ છે અને વિનોદ નામનાં નવાં નીકળેલાં માસિકના એક તંત્રી બ્હેન જ્યોત્સ્ના શુકલ છે. અંગ્રેજીમાં સ્ત્રીઓ ઘણું ખરું વાર્તાઓ લખે છે. એમાંની કેટલીક લેખિકાઓનાં નામ તો અંગ્રેજી સાહિત્યમાં અમર થઇ ગયાં છે. જોર્જ ઇલિયટના નામથી વાર્તાઓ લખીને મેરી એન ઇવેન્સે સારી ખ્યાતિ મેળવી છે ચાર્લોટ બ્રોન્ટે અને મિસિસ ગાસ્કલનાં પણ અંગ્રેજી સાહિત્યમાં ઉંચાં સ્થાન છે.

કેટલોક સમય થયાં હાસ્યચિત્રણ કળા–કાર્ટૂનો–ની ઠીક ઉન્નતિ થઇ રહી છે. રાજનીતિનાં ત્રમાં એ કાર્ટૂનો ઘણી સારી અસર ઉપજાવી શકે છે. સારાં સારાં પત્રો પણ હવે એની ઉપયોગિતા સમજી ગયાં છે. એના ફાયદા પણ ઘણા છે. રાજનીતિની ગૂઢ વાતો એવી હસતાં હસતાં મજી શકાય છે. આપણે ત્યાંનું 'હિન્દી પંચ' એજ પ્રકારનું સાપ્તાહિક છે.

સર્વ દેશોમાં સામયિક પત્રોનું કાર્યક્ષેત્ર ખુબ વધી ગયું છે. સંતોષની વાત છે કે આપણા દેશમાં પણ એની ઉન્નતિ થઇ રહી છે*

મનુભાઈ કલ્યાણજી દેશાઈ.

*હિન્દી સરસ્વતી ઉપરથી.

---

# હાસ્ય–નિરીક્ષણ.

( આધુનિક નાટ્યગત ઉપયોગિતાના દૃષ્ટિબિંદુએ. )

રા. રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠે તેમજ અ. સૌ. વિદ્યાબ્હેને પોતાના 'હાસ્યમંદિર' નામક પુસ્તકમાં 'હાસ્યરસ'–એ નામક પ્રથમ પ્રકરણમાં પોતાના ઓજસ્વી હસ્તે આ વિષયનું સારૂં નિરૂપણ કરેલું છે. જેમ હાસ્યમંદિર ગુર્જર–સાહિત્યમાં અદ્વિતિય સ્થાન ભોગવે છે–તેમ તેમનું ઉપરોક્ત શાસ્ત્રીય નિરૂપણ પણ અદ્વિતિય છે.–રહેશે. રા. રા. મહીપતરામે 'સાસુ વહુની લડાઇ,' 'વનરાજ ચાવડો,' 'સધરા જેસંગ.' અને ભવાઇ સંગ્રહ બહાર પાડીને; અને રા. રા. રમણભાઇ તથા અ. સૌ. વિદ્યાબ્હેને 'હાસ્યમંદિર' બહાર પાડીને–પ્રેમાનંદ, નવલ, રા. બ. હરગોવિંદદાસ, મિ. જહાંગીર અરદેશર તાલીયારખાં. રા. મંછારામ ઘેલાભાઇ, મિ. જહાંગીર બહેરામજી મર્ઝબાન, આદિએ સેવા કરી છે–તેથી કંઇક વિશેષ સેવા કરી છે: મને તો એમ લાગે છે. રા. રા. રમણભાઇનું 'હાસ્યરસ'–ઉપરનું પ્રકરણ શાસ્ત્રીય અને ખાસ મનનીય છે, અને તેનું ખાસ વાંચન કરવાની વાંચકને વિનતિ છે.

આ પ્રાસ્તાવિક પછી વાંચક પ્રશ્ન એમ પુછશે કે–જ્યારે આમ હાસ્યરસના વિષયમાં રા. રા. રમણભાઇ જેવા મહાશયે પોતાના પ્રભાવશાલી હસ્તે અતુલ સેવા કરી છે, જ્યારે તેમની સેવાની પ્રકૃતિ પણ સુલભ્ય છે–તો તેમાંજ તત્પરત્વેજ પિષ્ટપેષણ કરવાની શી જરૂર? આનો પ્રત્યુત્તર ગમત આપવો–એ મને કઠિન લાગે છે. હાસ્યમંદિરમાં જે તાત્વિક ખોરાક અર્પતું 'હાસ્ય સંનું' પ્રથમ પ્રકરણ છે, તેમાં રા. રા. રમણભાઇએ હાસ્યરસ કોને કહેવાય, હાસ્ય શાને કહેવાય, હાસ્યનો આવિર્ભાવ કેવા કેવા રૂપમાં થાય છે, હાસ્યને અને માનવજીવનને, માનવપ્રકૃતિને પરસ્પર શું સંબંધ છે–વિગેરેનું વિવિધ દૃષ્ટિબિંદુઓથી–પૂર્વ અને પશ્ચિમના વિદ્વાનોના મત અને અભિપ્રાય સ્થળે મત–ખંડન–મંડન સહ સદૃષ્ટાંત વિચારણીય વિવેચન કર્યું છે. તેઓશ્રીએ સ્થાને સ્થાને કયું હાસ્ય ઉત્તમ; કયું મધ્યમ અને કયું અધમ–એ જાણવાના પણ ઇશારા કર્યા છે; પરંતુ મારા નમ્ર મત પ્રમાણે આ વિભાગનું વિવેચન પૂર્વોક્ત વિષયની માફક જોઇએ તેવા સવિસ્તર પ્રમાણમાં નથી કર્યું. ઇશારા, સંજ્ઞાઓ. આની પ્રજા–સાધારણ શીક્ષિત વર્ગ પ્રતે તેની શું અસર? તેમણે જે જે દૃષ્ટિબિંદુઓથી ઉપરોક્ત પ્રથમ વિભાગનું સવિસ્તર વિવેચન કર્યું છે–તે મને માન્ય છે: પરંતુ તેમાં ઉત્તમ, મધ્યમ ને અધમ કયું?–તેની તુલના

કરતે મારા દષ્ટિબિંદુઓ કંઇક જુદાંજ છે. તેમનાં સર્વ દષ્ટિબિંદુઓ શાસ્ત્રીય છેઃ પરંતુ મા કપોલકલ્પિત છે. કપોલકલ્પિત છે-પરંતુ તે સત્યાત્મક લાગતાં હોવાથી પ્રકટ કરવાની ધૃષ્ટતા ક છું. અયથાર્થ લાગે તો-તેનું સૂચન કરવાને રા. રા. રમણભાઇને મારી વિનતિ છે. આધુનિ નાટકોમાં દસ્ય થતા આધુનિક હાસ્યરસ, હાસ્ય-સંકલનાઓ અધમ છે, એમ પૂરવાર કરવાને અને સામાન્ય જનને તે સહજમાં સમજાવવાને આમ કપોલકલ્પિત પણ વ્યવહારિક દષ્ટિબિંદુએ લેવાની રીતિનું અવલંબન કીધું છે.

રા. રા. રમણભાઇ અને અ. સૌ. વિદ્યાબ્હેન-કૃત હાસ્યમંદિર તે હાસ્યનું મંદિરજ છે મંદિરમા દિવ્ય ભાવના પણ હોય અને દિવ્ય મૂર્તિમંત સ્વરૂપો પણ હોય. હાસ્યમંદિરનાં આ દિવ્ય મૂર્તિમંત સ્વરૂપોને મારા આ લેખમાં પધરાવીશ-તેમનુ યથામતિ પૂજન કરીશ. આ સાહિત્ય ચોરી (?) માટે ગ્રંથકર્તાઓ કાં ક્ષન્તવ્ય મને નહિ ગણે?

હાસ્યમંદિરમાંના કેટલાક હાસ્ય-અપ્સરાઓ મારા દષ્ટિબિંદુઓથી કંઇક વિચિત્ર દેખાશે-કેટલાક ઉત્તમ, કેટલાક મધ્યમ અને કેટલાક અધમ પણ લેખાશે. પ્રિય વાંચક! ઉત્તમ મધ્યમ અને અધમ-એ શબ્દોના માત્ર વાચ્યાર્થથીજ તેની તુલના કરવાની નથી. શબ્દો તો વિચાર-દર્શક ભાવના-દર્શક માત્ર ચિન્હો છે. કંઇક સારા શબ્દોના લેખક અંગીભૂત અભાવે અમુક શબ્દો વ્યવહાર માટે વાપરવા પડે તેથી તે શબ્દો ઉપરથીજ તદંગીભૂત નિગમનના આત્માની સત્ય સ્વરૂપની ઓળખાણ કરી લેવી એ સાહસ લેખાય. આશા છે કે-પ્રિય વાંચક. આમાં તેમ નહિ કરે. હાસ્યમંદિરના હાસ્ય અપ્સરાઓ ઉત્તમ કોટિના છે. પરંતુ તેમાં પણ ઉચ્ચ, ઉચ્ચતર ઉચ્ચતમ કેમ ન હોય?!? આવી તુલનાઓ કરતા અમુક હાસ્ય-અપ્સરાની અમુક કોટિની તુલનામાં કર્તાનું હૃદય મુકવું-અઘટિત. આ હાસ્ય-અપ્સરાઓ તો માનવજીવનની સામાન્ય હાસ્ય-પ્રકૃતિનું આલેખન કરે છે. એ યાદ રાખવું-સારાંશ કે અમુક પ્રકારના હાસ્ય-અપ્સરાથી તેના કર્તાના હૃદયની તુલના કરી લેવી-એ બહુશઃ ભુલ ભરેલું-નિવડે છે.

કેટલાંક દષ્ટાંતો અત્રે મારે મારાં પોતાનાં આપવા પડશે; તે તે દષ્ટાંતોમાં હાસ્ય રસનું આલેખન સ્વરસ પ્રયત્ન કરીશ છતા પણ આશા નથી કે તેમાં હું ફળીભૂત થાઉં, કેમકે મારામાં હાસ છેજ નહિ. વધુ હોય તો એ છે કે-મારામાં જે નથી-તે જણાવવાની ધૃષ્ટતા ધતીંગ લઇ બેઠો છું હોય માગે કબુલ કરૂ છું-જ્યાં એને તમો ધૃષ્ટતા, ધતીંગ, અનનિય-ગણે તે કહો પણ આપે તેને ક્ષન્તવ્યનો ગણશો.

હવે હાસ્ય કેવી રીતે ઉત્પન્ન થાય છે-આદિ હાસ્યની સર્વ મુળ કથાનું વિવેચન રા. ભાઇએ તે લેખમાં સારી રીતે કરેલું હોવાથી અત્રે તેનું પિષ્ટપેષણ કરતો નથી. અમે તત્પ્રકારના જ્ઞાનની અપેક્ષા રાખનારને હાસ્યમંદિરનાં ૧-૧૧૯ પાનાં વાંચી જવાની ભલામણ કરૂં છું. અત્રે તો આપણે 'રૂદ્દ માપ ઝાડેશ્વર'-એ પ્રમાણે જેનાથી હાસ્ય થાય છે-તે હાસ્યપદ પ્રવૃત્તિ યા કૃતિનું અવલોકન કરીશું.

## હાસ્ય-વસ્તુ.

### (૧)

જોવામાં સાંભળવામાં વા વાંચવામાં આવતા હાસ્યના અપ્સરાઓનું કંઇક બારીક અવલોકન કરતાં આપણને એમ માલમ પડી આવે છે કે આ હાસ્ય અપ્સરાઓનું વસ્તુ-ગ્રહણ અને વસ્તુ-વિકાસ ત્રણ પ્રકારનું જણાય છે. જે ત્રણ પ્રકાર તે નીચે પ્રમાણેઃ—

આ પ્રસંગનું કંઇક સૂક્ષ્મ અવલોકન કરો.- અમુક ભોમિયાથી ત્રાસી જતાં ભોમિઆનેજ ત્રાસ આપવાના ઇરાદે સંગતિનો હકમચંદ જેવો કોઇક પ્રત્યુત્પન્નમતિ તે પ્રમાણે કરે–ભોમિયા તેનાથી ત્રાસી જાય–એમાં શું અસંભવિત, અનનુભવજન્ય ? ચોથા અંકમાં જે ઘોડાનો પ્રસંગ મૂક્યો છે–તેના પર અસંભવિતતાનો આરોપ (અતિશયોક્તિના પ્રમાણમાં) મુકી શકાય: તે પ્રસંગ હાસ્યમાં વધારો કરે છે–તે સત્ય. પરંતુ તજ્જન્ય જે હાસ્ય તે કંઇક કૃત્રિમ અને અહૃદયસ્થ છે. પાંચમાં અંકમાં જે હાસ્યાનંદ છે–તે અનુભવજન્ય ને સ્વાભાવિક છે. હાસ્ય અક્ષરનું બીજ તેમજ વિકાસ અનુભવજન્ય, યથાસંભવિત અને દૈનિક છે. જો આવાં હાસ્યો હાસ્ય માટે પુરતાં છે–તો બીજા પ્રકારોમાં જવાની શી જરૂર ? કલાવિધાનની ખાતર તેમ થાય તો ભલે: તેમાં હરકત નથી.

(અપૂર્ણ)

નટુભાઇ.



# પછી શું એમની પરવા !

કંઇ દૂશ્મન ભલે કળથી છૂપાને એમની રીતિ
પ્રપંચી દાવથી છળવા ભલે યુક્તિ રચે બળથી
અમારા શિરપર ઝૂમી ફરન્તા જે ફિરસ્તાઓ
રચે શ્રદ્ધાવલિ ઉરમાં અહોનિશ રક્ષતા અમને
સુબુદ્ધિ રૂડી સાથી થતી સહચર્યના ચૂકે
નિરંતર માર્ગમાં મશ્ગૂલ પછી શું એમની પરવા

[illegible]
ભ્રાન્તિ એની ભમી ભમી ભલે કૂર કાળાશ ગુંથે
હોયે વ્યાપી રહતી નવલી, શક્તિ રક્ષે અમોને
અંતરૂ સ્ફુરી નવિન કિરણો, આશ જો સ્ફુરી સ્ફુરે

અમારા દિલમાં ઝૂમી, વહન્તી શક્તિ એ અમને
અમારા પંથમાં હરદમ, કંઇ બલ ઓરે ભલે એ

વિશ્વાનંદી, અમૃત મધુરી પંખી રેલી રહેતી
ગાતી મીઠાં પરમ પ્રભુનાં ગીતડાં દિવ્યવાદી
આશ્વાસન્તી અવનવ રીતે સ્પષ્ટસંદેશોથી
ત્યાગે મિથ્યા રચીપચી રહે જૂઠડાં દાનવોનાં !

શ્રીરૂ ઉમરવાડિયા.

# કોનો વાંક !

## એક આત્મકથા.

લેખક:

કનૈયાલાલ માણેકલાલ મુનશી.

## પ્રકરણ ૫ મું.

### દયાશંકરની હાનત.

કેટલાક બનાવો એવી અચાનક રીતે બને છે કે તેનાથી જીંદગીનો આખો પટ બદલાઇ જાય છે. એવો એક બનાવ બીજે દિવસે બન્યો. મારા બાપનો એક કાગળ આવ્યો. જેમાં લખ્યું હતું કે તે ઘણાજ માંદા થઇ ગયા હતા, અને બચે એમ ડાક્ટરને લાગતું નહોતું. આ કારણથી મને તેણે તરત તેડાવી હતી. આ કાગળ મળતાં મારા દિયર સાથે મારા બાપને ગામ મને બીજે દિવસે વળાવી.

જો આ કાગળ ન આવ્યો હોત, ને હું તે રાતે દયાશંકરને મળત તો શું થાત તે કહેવાતું નહિ. પણ હું મારૂં સાસરૂં છોડી નીકળી ત્યારે એક બલામાંથી છુટી એવું લાગ્યું.

ઘણા ઘણા દિવસ થયાં જે સ્વાતંત્ર્ય માટે હું વલખાં મારતી હતી તે મને મળ્યું. કેટલા દિવસ એ છુટાપણું ટકશે, કેવી રીતે હું તેનો ઉપયોગ કરીશ તેનો વિચાર કર્યા વિના હું તેનો રસ ચાખવા લાગી.

મારા બાપની સ્થિતિ ઘણીજ નબળી હતી, અને તેની સારવાર કરનાર મારા સીવાય કોઇ હતું નહિ એટલે મારે મારા બાપને ત્યાંજ રહેવું પડ્યું. ત્યાં, હું મારી મરજીમાં આવે તેમ ફરતી; અને મારા બાપની ચાકરીને અંગે જે કાંઇ કરવું પડે તે સીવાય દરેક જાતની છુટથી ફરતી હરતી. મારે સાસરે જે મહેનત કરવી હતી તેના પ્રમાણમાં અહિંઆ કાંઇ કામ જેવું તો હતું નહિ, એટલે આખો દિવસ કયાં તો કાંઇ વાંચવામાં કે પડોશીઓ જોડે વાતચીતમાં વિતાવતી.

આ અનુભવ મને તો તદન નવો હતો એટલે થોડા દહાડા તો મારા હૃદયની વ્યથા હું વિસરી ગઇ, અને કદી ન ભોગવેલું એવું સુખ હું ભોગવવા લાગી. મારા બાપ સારા થાય કે મરી જાય પછી હું શું કરીશ તેનો કોઇ વખત વિચાર આવતો અને ત્યારે ફરીથી સાસરીયાંની ગુલામગીરી તો નજ સ્વીકારવી એવો સંકલ્પ દૃઢ થતો.

જેમ શરીરને મહેનત ઓછી પડતી તેમ મન ચારે દિશામાં ભમતું, અને દયાશંકરના વિચાર પણ આવતા. તેણે મારા તરફ જે દિલસોજી દર્શાવી હતી તેનો અર્થ ઉંધો કરી મેં તેને અન્યાય કર્યો હોય એમ લાગ્યું અને તેના તરફ મારું મન પાછું વળવા માંડતું. દયાશંકર જોડે આમ મળવાથી શું પરિણામ આવે, આવા પ્રકારનો સંબંધ ક્યાં સુધી ટકે અથવા કયું સ્વરૂપ પકડે તે વિષે તર્કવિતર્ક કરવામાં મારું મન ગુંથાતું; અને પરિણામે એમતો સ્પષ્ટજ થતું કે મારા અધમ જીવનમાંથી છુટવાને હું જે પ્રયત્ન કરતી હતી તેમાં તેની જોઇએ તેવી સહાનુભૂતિ નહોતી. આ કારણથી દયાશંકર તરફ ગમે તેટલું હૃદય આકર્ષાતું તો પણ સાસરે પાછા જવાનું મન થતું નહિ.

[૨]

મારા પિતાનું શરીર છેક આવી રહ્યું હતું, અને હવે તો તે ક્યારે દેહ છોડે તેનોજ સવાલ હતો. સરકારી નોકરીમાં તેણે કાંઈ ઝાઝું ભેગું કર્યું નહોતું; પણ એક નાનું ઘર અને થોડાંક ઘરેણાં તે મને મુકી જાય એમ હતું. એટલે સાસરે ગયા વગર અહિંઆજ રહેવાનો મેં નિશ્ચય કર્યો.

થોડે દહાડે મારા બાપ ગુજરી ગયા, અને તેનો દહાડોપાણી કરવામાં અને તેની મીલકતની વ્યવસ્થા કરવામાં હું રોકાઈ. હું મીલકતવાળી થતાં મારા સાસરામાં પણ મારો ભાવ વધ્યો હોય એમ લાગ્યું; કારણકે મારા જેઠ ને જેઠાણી મને મદદ કરવાને બાને મારે ગામ આવ્યાં, અને મને પાછા આવવાનું નિમંત્રણ કરવા લાગ્યાં. મારા જેઠ એકલા કહેત તો હું તેની ભલમનસાઈ જરા આપત, પણ દેશ મુકી જ્યારે જેઠાણીએ સલુકાઈ કરવા માંડી ત્યારે મને વહેમ ગયો; અને મારા બાપના મરણને દશ દિવસ થયા નહિ તે પહેલાં તેણે તેની મીલકતની જ્યારે રસ લઇને પુછપરછ કરવા માંડી ત્યારે તો મને ખાત્રી થઇ અને મારા તરફ જે માનનાં નવા અંકુરો ફુટતાં હતાં તેનું રહસ્ય સમજાયું.

તેમના નિમંત્રણથી હું ડગી નહિ. મેંતો મારા બાપનું વર્ષ તેના ઘરમાંજ રહી કરવાનો નિશ્ચય જણાવ્યો અને મારી એકલતા, મારી હતાશ, મારું અજ્ઞાન એ વિષે જ્યારે તેમને ઓચિંતી ચિંતા થતી હોય એમ લાગ્યું ત્યારેતો હું એકની બે થઇજ નહિ. મારા બાપના સગાંને તેમણે ભેગાં કર્યાં; મારા સાસુને તેડાવી મંગાવ્યા, કાંઇ કાંઇ લાલચો આપી; પણ તેમનું કાંઇ વળ્યું નહિ.

જ્યારે તેઓ થાક્યાં ત્યારે કકળ્યાં, મહેણાં માર્યાં, ન્યાતીલા ને પડોશીઓ પાસે ગાણાં દેવડાવી, પાછા ફીટકાર ઉચ્ચાર્યા અને આખરે નિષ્ફળ થયેલા પ્રયત્નોથી કચવાતાં પાછા ગયાં. છતાં પણ છ આઠ મહિને હું સાન થવાનીજ છું એમ ધારી મોઢે મીઠાશ વાપરી અવાર નવાર આવી જવાનો તો આગ્રહ કરતાંજ ગયાં.

જીંદગીમાં પહેલી વખત પૈસાની સત્તાનો મને અનુભવ થયો, અને સાધનશીલ સ્વતંત્રતામાં શું સુખ સમાયું છે તેનો ખ્યાલ આવ્યો. આ અનુભવ ને આ સુખનો મેં રસ લઇ લઇ ને સ્વાદ ચાખ્યો.

આ આનંદ જ્યાં સુધી નવો નવો હતો ત્યાં સુધી મને જીવનમાં કાંઇ મણા દેખાઇ નહિ: અને આ સ્થિતિ બદલવાની ઇચ્છા સરખી પણ અદૃષ્ટ થઇ ગઇ.

[૩]

ગોરે દહાડે એક સાંજે હું ઓટલા પર બેઠી હતી ત્યાં દયાશંકર આવ્યો.

મેં એને ફરીથી આવતાં જોયો અને મારું હૃદય કંપી ઉઠ્યું - તેનું ઉંચું શરીર, તેનું રૂપાળું

"તે દિવસે રાતે હું તો બરોબર આવ્યો હતો. પણ બારણાં બંધ હતાં"

"હું પણ બારણાં આગળ ઊભી હતી; પણ મેં નહિ ઉઘાડયાં" હું જેમ એની જોડે બોલતી ગઈ તેમ અપરિચીત છટા ને સચોટતા મારી વાતમાં આવતાં ગયાં, અને એ પ્રતાપનું ભાન થતાં. તેનો સ્વાદ દયાશંકરને ચખાડવા મન તૈયાર થયું. તે ઉપરાંત મને જે સંકલ્પ વિકલ્પ થયા કરતો હતો તેને એકીજ વખતે શમાવવાની તક છોડવી એ મને ગમ્યું નહિ.

"તેં નહિ ઉઘાડયાં.—"

"હા. તમે શું કામ આવ્યા હતા તેનો હું નિર્ણય ન કરી શકી."

"શું કામ!" જરા ચમકી, મારા શબ્દોથી જરા અંજાઈ દયાશંકર બોલ્યો.

"હા. આજે પણ મને એજ વિચાર થાય છે કે તમે શું કામ આવ્યા છો?"

અઢાર વર્ષની બીનઅનુભવી છોકરીને આવી વાત કરતી જોઇ તે આભોજ બની ગયો. તેને ગભરાયેલો જોઇ મને મારી હોંશીયારીનો ગર્વ આવ્યો, અને તેને પણ હું પરચો દેખાડવા લાગી.

"એમાંથી એક કામે આવ્યા હશો."

"શું?" કપાળે કરચલી પાડી તે બોલ્યો.

"તમે સુધારક છો. નહિ!"

તે મારા સવાલનો મુદ્દો સમજી શક્યો નહિ એટલે તેણે હા કહી. મેં આગળ ચલાવ્યું.

"ક્યાં તો વિધવા વિવાહ કરવા—કે ક્યાં તો વિધવાને ફોસલાવવા."

"વિધવા વિવાહ"—તે જરાક સમજી ચમકયો અને પછી મારા શબ્દનો બરોબર અર્થ સમજી હસી પડયો.

"હા, મને કુસુમ કહેતી હતી કે તમે સુધારક છો, વિધવાવિવાહના હિમાયતી છો. તમે મારી સાથે લગ્ન કરશો? હું તૈયાર છું—"

"પણ-પણ—" તેને મોઢે ફોફા પડવા. હું તેનો હેતુ પામી ગઈ, ઊભી થઈ ગઈ અને તિરસ્કારભરી દૃષ્ટિથી તેની અધમતાનું તેને ભાન કરાવ્યું.

"દયાશંકર! તમારૂં કામ હું સમજી. એ માટે તમને બીજી ઘણી મળશે."

વિજળી પડેથી ચેતના ગુમાવેલા માણસની માફક એ જોઇ રહ્યો. યંત્રવત તેણે પાઘડી પહેરી ને શરમીન્દે ચહેરે તે બહાર નીકળ્યો. લાતે લાતે કાઢેલા કુત્તા જેવો તેમાંથી ચાલ્યો ગયો.

(૪)

"કેવી સફાઈથી," કેવા ઢોંગથી દયાશંકર મને ફસાવવા આવ્યો હતો તેનો વિચાર કરતાં મારે રોમે રોમે પુરૂષ જાતિ તરફ તિરસ્કાર વ્યાપ્યો. તેના પ્રેમાશ્રુમાં મારા સાસરીયાં પણ સારાં લાગ્યાં. તે બ્રહ્મચર્યનો ઢોંગ નહોતા કરતાં, તે કોઇની વારે ચઢવાનો ઇરાદો દર્શાવતાં નહિ; પણ દયાશંકર તો ઝેરી કાળા નાગ સમો પોતાનો નીચ સ્વાર્થ સાધવા આવ્યો હતો.

આવા પુરૂષો કાંઇ દુનિયામાં ઓછા નથી. પણ મને તો આવા પુરૂષનો પહેલો અનુભવ હતો; અને મારા નિર્દોષ હૃદયનો બધો ગુસ્સો તેના તરફ વળ્યો.

મારા સાસરાની મળતા સુખમાં, અને આ તિરસ્કારથી ઉભરાયેલી શક્તિમાં મારા દિવસો જવા લાગ્યા.

# કરીમન.

અનુવાદક —'મધુસૂદન'

એ ભિખારી બંગડીઓ વેચીને ગુજરાન કરતી. ગામમાં એક છેડેથી બીજે છેડે સુધી ઘેરઘેર એ બંગડી પહેરાવવા જતી. 'બંગડી પહેરવી છે—બંગડી' એવું એનું સુરીલું તાન ગલી ગલીઓમાં ગુંજી રહેતું. આ અવાજથી ગામની બાળાઓ અને યુવતિઓ હોંશેથી ઘર બહાર નીકળી પડતી. એ બંગડી પહેરાવે એમાં એનેજ કંઇક અનેરો આનંદ હતો.

જ્યાં કરીમન બંગડી પહેરાવવા બેસતી ત્યાં લોકોની ઠઠ જામતી. પહેરનારાઓનાં મુખ જોતાં જોતાં તે બંગડીનું દામ લેવાનું પણ ભૂલી જતી. ચૂડી પહેરાવવાને બહાને કોણ જાણે કોને એ શોધતી ફરતી. થોડોક સમય બાલિકાઓનાં મુખ જોઇ એ ધીમેથી નિશ્વાસ નાંખતી અને અન્ય કોઇ સ્થળે બંગડીઓ વેચવા ચાલી જતી.

સાંજના જ્યારે કરીમન આખા દિવસના વકરાનો હિસાબ કરવા બેસતી ત્યારે નફો થવાની વાત તો દૂર રહેતી પરન્તુ ઉલટી ખોટ જતી. કોઇના કોમળ હાથોમાં ચૂડી પહેરાવીને એ દામ લેવાનું ભૂલી જાય તો ખોટ કેમ ન જાય? નફો ક્યાંથી થાય?

બીછાના પર પડી, છાતી પર હાથ રાખી એ કંઇક પ્રાર્થના કરતી. શું પ્રાર્થના કરતી હતી તે તો—કદાચ વખત એ પોતે પણ સમજી શકતી નહોતી છતાં એની આશા હતી કે માલિક એની મુરાદ બર લાવશે.

કોઇ નહોતું જાણતું કે કરીમન ક્યાંની રહીશ છે. દુનિયાના એક ખૂણે એ અહીં આવી હતી, કોણ જાણે બીજે ખૂણે એ ક્યારે જઇ પડે!

કેટલાંક વર્ષો વીતી ગયાં નિરન્તર એ બંગડી વેચ્યા કરે છે. હવે એના સફેદ ભવાન મુખપર ઘોર નિરાશા છવાઇ ગઇ છે. રસ્તામાં કોઇ બાળક મળી જાય તો તેને એ ઉભી ઉભી જોયા કરે છે.

વૈશાખના વાવલીયા બાઇ તાપની [illegible] કંઇક ઓછી કરી રહ્યા છે. કરીમન ચૂડીઓની ટોપલી માથા પર મૂકી ધૂમ પાડતી ચાલી જાય છે—'બંગડી પહેરવી છે બંગડી,' તે સમયે એક મકાનના દરવાજા આગળ એક સુન્દર બાળક આવી ઉભો રહ્યો. દરવાજાની નજીક આવી કરીમન ઠેરી ગઇ. એના માથાપરની ટોપલીમાંની બંગડીઓ એકદમ ખનખન ખખડી ઉઠી. તૃષાપિડીત મનુષ્યની પેઠે એણે તે બાળકનું મુખ નિહાળવા માંડ્યું—મુખપર રેલી રહેલું અમૃત નયનોથી પીવા માંડ્યું, પણ ના. એ સુખ માણનાર ટકવાનું નહોતું. ભયથી કરૂણ સ્વરે કરીમનને જોઇ, ભયભીત બની તે બાળક ઘરમાં નાસી ગયો.

કરીમનના હૃદયમાં આજે આખો દિવસ એક પ્રકારનું યુદ્ધ મચી રહ્યું. રાતના એને નિંદ્રા ન આવી. સીનેમેટોગ્રાફના ચિત્રોની પેઠે એની નજર આગળ ભૂત—સ્મૃતિ સજીવ થઇ રહી.

કરીમનના પણ વરનાર હતા. એના હૃદયનું ધન—માન એનું એક બાળક હતું. તેના હાથમાં જ્યારે એ સુનેરી બંગડી પહેરાવતી ત્યારે સૂર્યના કિરણ પડવાથી તે ચમકી [illegible]

"દિવસ કેવો રમણીય છે!" મેં જેલરને કહ્યું.

એક પળ તેણે કંઇ જવાબ ન દીધો, જાણે કે એકાદિક શબ્દ પણ બોલવો ઠીક કે નહિ તે નક્કી ન કરી શકતો હોય. પછી મહા મહેનતે મોળો જવાબ દીધો; "લાગે છે. ખરો."

એ પીળા પ્રકાશનો વિચાર કરતો, અર્ધું ભાન ખોઈ દઇ, ઝીણું ઝીણું હસતો હું હાલ્યા ચાલ્યા વગર બેસી રહ્યો.

"કેવો મજાનો દિવસ!" મેં ફરીથી કહ્યું.

"હા," જેલરે જવાબ દીધો; "પેલા બધા તારી વાટ જુએ છે."

જીવડાંને ઊડતાં અટકાવનાર કરોળીઆની જાળની પેઠે આ થોડાક શબ્દોએ મને મારી ખરી સ્થિતિનું ભાન કરાવ્યું. પેલું ડરામણું ન્યાયમંદિર, લાલ ઝભ્ભામાં સજ્જ થયેલ ન્યાયાધિશોની હાર, બાંગડ દેખાતા સાક્ષિઓની પેલી ત્રણ હારો, મારી આસપાસના પેલા એ હથિયારબંધ માણસો, એ બધું મારી આંખ આગળ એકદમ ખડું થયું; કાળા ઝભ્ભાઓ ફફડતા દેખાયા, ને હું ઉંઘતો હતો ત્યારે જાગેલા જુરીના બાર ગ્રહસ્થો મારી તરફ ટીકીટીકીને જોતા જણાયા.

હું ઉઠયો: મારા દાંત કચકચતા હતા, મારા હાથ ધ્રુજતા હતા, ને મારૂં પ્રત્યેક અંગ એટલું તો ઢીલું પડી ગયું હતું, કે હું લગભગ પડી જતો હતો; છતાં, હું ધીમેધીમે જેલરની પછાડી ચાલ્યો.

મારી અંધારી કોટડીના દરવાજા પર બે હથિયારબંધ માણસો મારી વાટ જોતા ઉભા હતા; તેઓએ મને બેડી પહેરાવી. ને મેં યંત્રની માફક, સ્વપ્નામાં હોઉં તેમ તે પહેરી લીધી.

એક વાડામાં થઇને અમે નીકળ્યા ને સવારની કૂમળી હવાએ મારામાં નવું ચેતન ભર્યું. મેં ઉંચે જોયું: આકાશમાં એક પણ વાદળું ન હતું ને સૂર્યનાં ગરમ કિરણો કેદખાનાંની ઉંચી ને ભયંકર દિવાલો પર પડતાં હતાં. ઘણોજ મજાનો દિવસ હતો.

એક ગોળ સીડી પર થઈ અમે ઉપર ગયા. એક પછી બીજી, બીજી પછી ત્રીજી, એમ ત્રણ ચાર ઓરડીમાંથી પસાર થયા પછી એક નીચું બારણું ઉઘડયું; ઉના વાયુનું એક મોજું ધૂમ ઘોંઘાટ સાથે અંદરથી ધસી આવ્યું; ન્યાયમંદિરમાં ભેગા થયલા લોકોના શ્વાસોચ્છ્વાસનો આ વાયુ હતો.

હું દાખલ થયો કે હથિયારના ખખડાટે ને ગણગણાટના અવાજોએ હોલને ગજાવી મૂક્યો; ને ધૂમ ઘોંઘાટ સાથે પાટલીઓ ખસેડવામાં આવી; કોર્ટના હોલમાં બધા લોકો વચ્ચે થઇને પસાર થતાં મેં ઘણાંજ દુઃખ સાથે જાણ્યું કે સૌ કોઇ મારાંજ મ્હોં સામે તાકી તાકીને જોઈ રહ્યું હતું. આ પળે ખબર પડી કે મારી બેડી કાઢી નાંખવામાં આવી હતી; કેમ અને ક્યારે તે મારા ધ્યાનમાં નહોતું.

આખરે મારો વકિલ બેઠો હતો ત્યાં હું આવી પહોંચ્યો, ને ઘણીજ ઉંડી શાન્તિ પ્રસરી રહી. ગાળાનો ઘોંઘાટ બંધ પડતાંજ મારાં મનનો ખળભળાટ બંધ થયો; ને આટલો વખત સુધી હું નહોતો સમજી શક્યો તે અજાણતાં મને સમજાયું કે છેવટની ઘડી આવી પહોંચી હતી. ચુકાદો સાંભળવાને મને ત્યાં લાવવામાં આવ્યો હતો.

જેનામાં શક્તિ હોય તે સમજાવે: આ ખ્યાલ મને એવી રીતે આવ્યો કે મને કંઇ ગભરામણ ન થઇ! બારીઓ ઉઘાડી હતી; હવા તેમજ શહેરનો કોલાહલ તેમાં થઇને આવતાં

૯

મારો વકિલ ઉભો થયો. જુરીનો ચુકાદો નરમ કરાવવાને તથા ફાંસીની સજાને બદલે જીવનપર્યંત સખત મજુરી કરવાની શિક્ષા કરાવવાને તે મથતો જણાયો ! આ વાત પહેલી એને મ્હોંએ સાંભળીને હું જેટલો ગુસ્સે થયો હતો તેટલોજ આ વખત પણ થયો, ને મારી બીજી બધી લાગણીઓ દબાઈ ગઇ. પહેલાં મેં એને કહ્યું હતું તેજ ફરીથી મોટે સાદે કહેવાનું મને મન થયું, પણ મને હાંફ ચડી, ને હું માત્ર તેનો હાથ પકડીને ડચકિયાં ખાતો 'ના' એટલુંજ કહી શક્યો.

મારા વકિલની દલીલોનો સરકારી વકિલે જવાબ આપ્યો ને કંઈક સંતોષથી હું તેને સાંભળી રહ્યો. પછી ન્યાયાધિશો કોર્ટ છોડી ગયા; તરત તેઓ પાછા આવ્યા, ને મુખ્ય ન્યાયાધિશે શિક્ષા પત્ર વાંચી સંભળાવ્યું.

"**ફાંસીની સજા!**" લોકોનું ટોળું બોલી ઉઠ્યું; સિપાઇઓ મને લઇ જતા હતા ત્યારે લોકોનું ટોળું ઉત્સાહથી અમારી પાછળ ચાલવા લાગ્યું; હું ગુંચવાઇ જઈ, લગભગ બેભાન સ્થિતિમાં ચાલતો હતો. મારામાં એક પ્રકારનું પરિવર્તન થયું હતું. મને ફાંસીની સજા થઇ ત્યાર પહેલાં હું બીજા માણસોની માફક શ્વાસ લેતો, બીજાંની માફકજ મારૂં હૃદય ધડકતું, બીજાની માફકજ હું જીવતો હવે મારી ને દુનિયાની વચ્ચે એક મોટો પડદો પડેલો મને લાગ્યો; ત્યાર સુધી લાગતું તેવું કોઇ રીતનું સામ્ય હવે મારી ને દુનિયાની વચ્ચે રહેલું જણાયું નહિ. ...ની મોટી અજવાળાંવાળી બારીઓ, પેલો સૂર્યનો પ્રકાશ, પેલું સ્વચ્છ આકાશ,—બધું જ ફીક્કું ...બિહામણું બની ગયું હતું. જે સ્ત્રી, પુરુષો ને બાળકો મારી પછાડી આવતાં હતાં તે બધાં ...ભૂત જેવાં લાગ્યાં. નીચે સીડી આગળ એક કાળી, ગંદી કેદીઓ માટેની ગાડી ઉભી હતી; અંદર બેસતાં બેસતાં મેં અજાણ્યે આસપાસ જોયું.

લોકોનું ટોળું ગાડી તરફ દોડતું દોડતું આવ્યું ને બરાડ્યું: "ફાંસીની સજા પામેલો કેદી!"

મારી ને બીજી બધી વસ્તુઓ વચ્ચે જે વાદળ આવી રહ્યું હતું તેની પેલી તરફ મેં બે છોકરીઓને મારી તરફ આતુર દ્રષ્ટિથી જોતી દીઠી.

તેઓમાંની નાની પોતાના હાથના ટાચકા ફોડતી બોલી; "છ અઠવાડીઆં પછી ફાંસી દેવાશે."

---

ન્યાય અને કાયદાઓની સખ્તાઇની સામે મનુષ્યત્વ અને લાગણીઓની સબળ દલીલ કરનાર આ ભાવનાશીલ અને સમર્થ લેખક—વિકટર હ્યુગોના આ લેખના બીજા દ્રષ્ટાંતો હવે પછીના અંકોમાં પ્રગટ થશે.—અધિ.

